

श्रीनेमि-लावण्य-दक्ष-सुशीलग्रन्थमाला-रत्नम् ...

આત્માને અહર્નિશ મનન

કરવા લાયક





# શ્રી આત્મિક-પ્રશ્નોત્તરી




લેખક —

શાસનસમ્રાટ્ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મ૦ ના પટ્ટાલંકાર વ્યાકરણવાચસ્પતિ શ્રીમદ્ વિજયલાવણ્ય સૂરીશ્વરજી મ૦ ના પ્રધાન શિષ્યરત્ન પન્યાસપ્રવર શ્રીદક્ષવિજયજી ગણિવરના શિષ્યરત્ન

પન્યાસ શ્રી. સુશીલવિજયજી ગણી.




પ્રકાશક—
'શ્રીવિજયલાવણ્યસૂરીશ્વર જ્ઞાનમંદિર'
ના કાર્યવાહક શ્રેષ્ઠી ઈશ્વરદાસ મૂલચંદ.
બોટાદ, સૌરાષ્ટ્ર.

卐

સહાયક—
મુંબઈનિવાસી
શા૦ હિંમતલાલ મણીલાલ પાટણવાળા
તરફથી આ પુસ્તિકા છપાવવા
માટે દ્રવ્યસહાયતા મળેલી છે.

વીર સં૦ ૨૪૮૪ ] નેમિ સં૦ ૯ [ વિક્રમ સ૦ ૨૦૧૪
નકલ ૧૦૦૦ — પ્રથમાવૃત્તિ — મૂલ્ય ૧-૦-૦



પ્રાપ્તિ-સ્થાન—

[ ૧ ]
સરસ્વતી પુસ્તક ભંડાર
ઠે. રતનપોળ, હાથીખાના,
મુ. અમદાવાદ (ગૂજરાત).

[ ૨ ]
હીમ્મતલાલ મણીલાલ શાહ
ઠે. ૧૧, માણેકભુવન, પહેલે માળે,
ગામદેવી, હારવે રોડ, મુંબઈ-૭.

મુદ્રક : જયંતિ દલાલ વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ.

## પ્રકાશકીય નિવેદન

આ ' આત્મિક પ્રશ્નોત્તરી ' નામની લઘુ પુસ્તિકા પ્રકાશિત કરી જનતા સમક્ષ મૂકતાં અમને અનહદ આનંદ થાય છે

આના રચયિતા લોકભોગ્ય અનેક સાહિત્યનાં કર્તા પૂજ્ય **પન્યાસજી મહારાજ શ્રી સુશીલવિજયજી ગણિવર્ય** છે

તેઓશ્રીએ નાના બાનકથી માંડી યાવત્ વૃદ્ધ સુધી સહુને સ્વાત્મવિકાસમાં અત્યંત ઉપયોગી થાય એવી સરલ ભાષામાં આ આત્મિક પ્રશ્નોત્તરીની સુંદર રચના કરી છે જનતાને ઉપયોગી નીવડશે તો અમારો પ્રયાસ સફળ થશે એમ માનીશું

કર્તાની આ કૃતિના પ્રેરક તથા તેની પ્રેસકોપી મેળવનાર તત્ત્વરસિક પૂજ્ય **મુનિરાજ શ્રી મહાનંદવિજયજી મહારાજ** છે



## પ્રભુ – સ્તુતિ

[ વીર જિનેશ્વર અતિ અલવેસર . એ રાગમાં ]

[ ૧ ]

જિનવર ! મૂરતિ તારી નીરખી,<br>
નેત્ર અમારા અતિ ઠરે છે,<br>
બે કર જોડીને મસ્તક અમારું,<br>
તુમ ચરણે એ ઢળી પડે છે,

ગુણો ગાન તારા ગાતાં પ્રભુજી,
સુખડું અમારું મલકે છે,
ભાવે ધ્યાન ધરંતાં પ્રભુનું,
હૈડું અમારું હરખે છે.

[ ૨ ]

શરીર અમારું થનથન કરતું,
અનુપમ એ તો નાચે છે,
સાડા ત્રણ ક્રોડ રોમ અમારાં,
પુલકિત અતિ થાયે છે;
આત્મા અમારો પ્રભુજી તમારી,
સેવા કરતાં તલસે છે,
ને આપની પાસે નિત્યે રહેવા,
ઉત્કટ ભાવના રાખે છે.

[ ૩ ]

શરણું તમારું ભવોભવ હું તો,
ત્રિકરણ યોગે માગું છું,
આજ્ઞા તમારી શિરે ધરીને,
પાય તમારે લાગું છું;
કર્મને હણવા ભવાબ્ધિ તરવા,
તારું આલંબન ચાહું છું,
ને **સુશીલ** શિવસુંદરીને વરવા,
એક જ એ હું માગું છું.

卐 ॐ ह्रीँ अर्हं नमः 卐

# श्री
# આત્મિક-પ્રશ્નોત્તરી

સર્વજ્ઞ વિભુ શ્રીમહાવીર પરમાત્માએ આત્મસંશયવાન્ શ્રી ઇન્દ્રભૂતિને 'विज्ञानघन०' એ વેદવાક્યના સમજાવેલ સત્યાર્થથી, પ્રત્યક્ષ પ્રમાણથી, અનુમાન પ્રમાણથી, અને આગમ વગેરેના પ્રમાણથી સિદ્ધ થયેલ આત્મા–જીવ, અસીમ પરાક્રમી અતુલબળી અને અનંત શક્તિવંત હોવા છતા, કર્મસેનાના સકંજામા સપડાઈને ચાર ગતિમાં પરિભ્રમણ કરવાપૂર્વક ચોરાશીલાખ જીવયોનિમા જન્મ–મરણાદિક કરી રહ્યો છે અને અનેક સુખ–દુઃખના વિવિધ પ્રસંગોમા અથડાતા તદ્દન નિરુત્સાહી અને શૂનમૂન થઈને પડયો રહ્યો છે જાણે કેશરી-સિંહરૂપ આત્મા આજે શિયાળરૂપ બની ગયો છે એને પોતાની વસ્તુનો ખ્યાલ આવે, ઉન્માર્ગે જતા અટકે, સન્માર્ગ તરફ વળે અને આત્મામા નૂતન ચૈતન્ય સ્ફુરતાં કર્મકટકને દૂર કરી આત્મસિદ્ધિને સાધે, એવા શુભાશયથી અહર્નિશ સહુને મનન કરવાલાયક આલેખાયેલ આ 'આત્મિકપ્રશ્નોત્તરી'નું અહીં નિરૂપણ કરવામા આવે છે

[ ૧ ]

પ્રશ્ન— અરે જીવ! [આત્મન્] તું ક્યાંથી આવ્યો? અને હવે ક્યાં જવાનો છે?

ઉત્તર— એ તો વિશિષ્ટ જ્ઞાની મહાત્માઓ જ જાણે.

[ ૨ ]

પ્રશ્ન— અરે, જીવ! જન્મતાં તું શું સાથે લાવ્યો?

ઉત્તર— પૂર્વભવોમાં ઉપાર્જન કરેલાં પુણ્ય અને પાપ.

[ ૩ ]

પ્રશ્ન— અરે જીવ! મરતાં તું શું સાથે લઈ જવાનો?

ઉત્તર— પુણ્ય અને પાપ.

[ ૪ ]

પ્રશ્ન— અરે જીવ! જગતમાં તારું કોણ?

ઉત્તર— કોઈ જ નહીં.

[ ૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારી મૂળ નગરી કયી?

ઉત્તર— નિગોદ નગરી.

[ ૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારા અભ્યંતર શત્રુઓ કોણ?

ઉત્તર— કર્મ શત્રુઓ.

[ ૭ ]

પ્રશ્ન— અરે જીવ! તારો આત્મિક અખૂટ ખજાનો કયો?

ઉત્તર— અનંત જ્ઞાન–દર્શન–ચારિત્ર આદિ.

[ ૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારા તારક ઇષ્ટદેવ કોણ?

ઉત્તર— તીર્થંકર પરમાત્મા – જિનેશ્વરદેવ.

[ ૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા તારણહાર ગુરૂ કોણ ?

ઉત્તર— પંચમહાવ્રતધારી

[ ૧૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા આત્માનો ઉદ્ધારક ધર્મ કયો ?

ઉત્તર— જિનધર્મ.

[ ૧૧ ]

પ્રશ્ન— અરે જીવ ! આ તારુ શરીર, આ તારો કુટુંબપરિવાર અને આ તારી માલમિલકત વગેરે એ બધું કયા સુધી ?

ઉત્તર— અહીં છે ત્યા સુધી જ એ પરલોકમા નહીં આવે

[ ૧૨ ]

પ્રશ્ન— અરે જીવ ! આ આત્માને શાશ્વતુ સાચુ સુખ કયા મળશે ?

ઉત્તર— મોક્ષમા જ.

[ ૧૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે જન્મ અને મરણ સંસારમાં ક્યાં સુધી કરવા પડશે ?

ઉત્તર— જ્યાં સુધી મોક્ષ નહીં મળે ત્યા સુધી

[ ૧૪ ]

પ્રશ્ન— અરે જીવ ! હવે તારા ભવોની મર્યાદા ક્યારે બંધાશે ?

ઉત્તર— જ્યારે તુ સમ્યક્ત્વ-સમ્યગ્દર્શન પામીશ ત્યારે જ. એ સિવાય નહીં

[ ૧૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારુ સાધન અને સાધ્ય શું છે ?

ઉત્તર— ધર્મ એ સાધન છે અને મોક્ષ એ સાધ્ય છે.

[ ૨૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે જગતના સંપૂર્ણ જીવોને કેવા સમજવા ?

ઉત્તર— સર્વને પોતાની જેવા સમજવા

[ ૨૫ ]

પ્રશ્ન— અરે જીવ ! અણાહારી પદ કઇ રીતે પ્રાપ્ત થઇ શકે ?

ઉત્તર— આહારનો સર્વથા ત્યાગ કરવાથી તથા આત્માને તપ અને ચારિત્રથી વાસિત કરવાથી

[ ૨૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ કેવો છે ?

ઉત્તર— અજર, અમર અને અવિનાશી

[ ૨૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા પ્રદેશો કેટલા છે ?

ઉત્તર— અસંખ્યાત પ્રદેશો

[ ૨૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે શું શું અપનાવવુ જોઈએ ?

ઉત્તર— ધર્મ, નીતિ, સદાચાર, સદ્વર્તન, અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, નિષ્પરિગ્રહ, વિનય, વિવેક, ક્ષમા, પરોપકાર, સંયમ અને તપ વગેરે.

[ ૨૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે સવારમા ઓછામા ઓછુ કયુ પચ્ચક્ખાણ કરવુ જોઈએ ?

ઉત્તર— નોકારશીનુ.

[ ૩૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે આખી રાતના લાગેલા દોષોને–પાપોને દૂર કરવા શું કરવુ જોઈએ ?

ઉત્તર— સવારનુ રાઇઅ પ્રતિક્રમણ

[ ૩૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે આખા દિવસના લાગેલા દોષોને-પાપોને દૂર કરવા માટે શું કરવું જોઈએ ?

ઉત્તર— સાંજનું દેવસિઅ પ્રતિક્રમણ.

[ ૩૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે ચાર મહિનાના લાગેલા દોષોને-પાપોને દૂર કરવા શું કરવાનું હોય છે ?

ઉત્તર— ચોમાસી પ્રતિક્રમણ.

[ ૩૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે બાર મહિનાના લાગેલા દોષોને-પાપોને દૂર કરવા શું કરવાનું હોય છે ?

ઉત્તર— સંવત્સરી પ્રતિક્રમણ.

[ ૩૪ ]

પ્રશ્ન— અરે જીવ! તારે કયા કયા તપોની આરાધના કરવાની છે ?

ઉત્તર— વર્ધમાન તપ, વિંશતિસ્થાનક, સિદ્ધિતપ, માસક્ષમણ, છઠ્ઠ, અઠ્ઠમ, અઠ્ઠાઇ, ઉપવાસ, આયંબિલ વગેરે તપોની.

[ ૩૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારે શું શું તજવું જોઇએ ?

ઉત્તર— અધર્મ, અનીતિ, હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, રાત્રિભોજન, અભક્ષ્ય અને અનંતકાય વગેરે. તથા ક્રોધ, માન, માયા અને લોભ વગેરે,

[ ૩૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયું ધ્યાન ધરવું જોઈએ ?

ઉત્તર— ધર્મધ્યાન અને શુકલધ્યાન.

[ ૩૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયુ ધ્યાન ત્યાગવાનુ છે ?

ઉત્તર— આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન.

[ ૩૮ ]

પ્રશ્ન— અરે જીવ ! જગતમા એવી કયી વાણી છે કે જે સાભળવાથી જીવનનો વિકાસ અને આત્માનો ઉદ્ધાર જ થાય ?

ઉત્તર— જિનવાણી

[ ૩૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયી કયી ભાવનાઓ ભાવવી જોઈએ ?

ઉત્તર— (૧) અનિત્ય ભાવના (૨) અશરણ ભાવના (૩) સસાર ભાવના (૪) એકત્વ ભાવના (૫) અન્યત્વ ભાવના (૬) અશુચિત્વ ભાવના (૭) આશ્રવ ભાવના (૮) સવર ભાવના (૯) નિર્જરા ભાવના (૧૦) ધર્મ ભાવના (૧૧) લોકસ્વરૂપ ભાવના અને (૧૨) બોધિદુર્લભ ભાવના તથા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવના

[ ૪૦ ]

પ્રશ્ન— અરે જીવ ! જગતમા તું કયા કયા જન્મ્યો અને મરણ પામ્યો ?

ઉત્તર— જગતમાં કોઈ એવી જાતિ નથી, કોઈ એવી યોનિ નથી, કોઈ એવુ કુળ નથી અને કોઈ એવુ સ્થાન નથી કે જ્યા મે અનતીવાર જન્મ અને મરણ કર્યા ન હોય

[ ૪૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું મોટામાં મોટું પ્રમાણ કેટલું ?

ઉત્તર— ચૌદ રાજલોક જેટલું.

[ ૪૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું નાનામાં નાનું પ્રમાણ કેટલું ? અને મધ્યમ પ્રમાણ કેટલું ?

ઉત્તર— અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું નાનું અને મધ્યમ–વચલા ગાળાનું.

[ ૪૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી શક્તિ કેટલી ?

ઉત્તર— અનંતી.

[ ૪૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તું કોનાથી ઘેરાયો છે ?

ઉત્તર— કર્મસત્તાથી–આધિ, વ્યાધિ, ઉપાધિથી.

[ ૪૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તને દુઃખ કેવું લાગે છે ?

ઉત્તર— અપ્રિય.

[ ૪૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તને સુખ કેવું લાગે ?

ઉત્તર— પ્રિય.

[ ૪૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે શું જોઈએ છે ?

ઉત્તર— સુખ, શાંતિ, સ્વર્ગ અને મોક્ષ.

[ ૪૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તું ક્યાં કયા ઉત્પન્ન થયો ?

ઉત્તર— એકેન્દ્રિયમા, બેઇન્દ્રિમા, તેઇન્દ્રિયમા, ચઉરિન્દ્રિયમા અસન્ની પચેન્દ્રિયમા અને સન્ની પચેન્દ્રિયમા તથા દેવગતિમા, મનુષ્યગતિમા, તિર્યંચગતિમા અને નરકગતિમા.

[ ૪૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી કિમત કેટલી ?

ઉત્તર— સ્વભાવ દષ્ટિએ અમૂલ્ય, અને વિભાવ દષ્ટિએ કોડીની.

[ ૫૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ જડ કે ચેતન ?

ઉત્તર— ચેતન

[ ૫૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તને નરકગતિ કેવી લાગે છે ?

ઉત્તર— અત્યત દુખકારી

[ ૫૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તને તિર્યંચગતિ કેવી લાગે છે ?

ઉત્તર— નરક કરતા ઓછી દુખકારી

[ ૫૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તને દેવગતિ કેવી લાગે છે ?

ઉત્તર— વિશેષ સુખકારી અને અલ્પ દુખકારી

[ ૫૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તને મનુષ્યગતિ કેવી લાગે છે ?

ઉત્તર— વિશેષ સુખકારી અને વિશેષ દુખકારી

[ ૫૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તને મોક્ષગતિ કેવી લાગે છે ?

ઉત્તર— અનંત અને શાશ્વત સુખકારી.

[ ૫૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું સ્વરૂપ શું ?

ઉત્તર— સદ્ચિદાનંદ નિરંજન નિરાકાર.

[ ૫૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો સમાવેશ જીવમાં થાય કે અજીવમાં ?

ઉત્તર— જીવમાં જ, અજીવમાં નહીં.

[ ૫૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયુ જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે ?

ઉત્તર— લોકાલોકપ્રકાશક કેવલજ્ઞાન.

[ ૫૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે અહર્નિશ રમવાનું શેમાં ?

ઉત્તર— આત્મરમણતામાં.

[ ૬૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી દશા કયી !

ઉત્તર— સ્વભાવદશા, નહિ કે વિભાવદશા.

[ ૬૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું કોઈ બૂરું ચિંતવે તો પણ તારે શું કરવું ?

ઉત્તર— તેનું ભલું ચિંતવવું.

[ ૬૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું કોઈ સારું બોલે તો પણ તારે શું કરવું ?

ઉત્તર— ફુલાવવું નહીં.

[ ૬૩ ]

પ્રશ્ન— અરે જીવ ! અન્યમાથી તારે શુ ગ્રહણ કરવુ ?
ઉત્તર— બીજામાથી ગુણો ગ્રહણ કરવા, નહિ કે દોષો

[ ૬૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી ભાવના શું રહે છે ?
ઉત્તર— સસારસાગર તરવાની, કર્મબધન તોડવાની, અને મોક્ષમા જવાની

[ ૬૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે તીર્થંકર થવા માટે શુ કરવુ જોઈએ ?
ઉત્તર— 'સવી જીવ કરુ શાસનરસી' એ ભાવના ભાવવી જોઈએ અને વીશસ્થાનક તપની વિધિપૂર્વક આરાધના કરવી જોઈએ

[ ૬૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ ભવ્ય છે એ શાથી તને ખબર પડે ?
ઉત્તર— સયમ સ્વીકારી 'શ્રીઉત્તરાધ્યયન'ના યોગમા ઉત્તીર્ણ થવાથી, અથવા ચઉવિહારા છઠ્ઠની તપશ્ચર્યાપૂર્વક તીર્થાધિરાજ શ્રીસિદ્ધગિરિજીની સાત જાત્રા કરવાથી, અથવા 'હું ભવ્ય છુ કે અભવ્ય' એવી હૃદયમા ભાવના સ્ફુરવાથી

[ ૬૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી ઉપર કોઈ ઉપદ્રવ – ઉપસર્ગ આદિ કરે તો તારે શુ કરવું જોઈએ ?
ઉત્તર— સમભાવે સહન કરવા, કદી સામનો કરવો નહીં

[ ૮૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તું અલોકમાં કેમ નથી જઇ શકતો ?

ઉત્તર— ધર્માસ્તિકાયનો અભાવ હોવાથી.

[ ૮૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તને રહેવાની જગ્યા કોણ આપે છે ?

ઉત્તર— આકાશાસ્તિકાય.

[ ૮૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે જિનવાણી શ્રવણ કરીને શું કરવાનું ?

ઉત્તર— વૃત્તિઓને ક્ષય કરવી.

[ ૮૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે સમ્યક્ત્વ પામવા માટે કયી વસ્તુનું જાણપણું જોઈશે ?

ઉત્તર— નવતત્ત્વ અને ષટ્દ્રવ્ય વગેરે પદાર્થોનું જ્ઞાન જોઈએ.

[ ૮૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તને મોક્ષમાં જવા માટે અનંતીવાર ઉત્તમ નિમિત્તો મળવા છતાં, શા માટે અટકયો ?

ઉત્તર— મારા પોતાના જ ઉપાદાનની અયોગ્યતાથી અટકયો.

[ ૮૭ ]

પ્રશ્ન— અરે જીવ ! મોક્ષ જવા માટે ખાસ કર્તવ્ય શું ?

ઉત્તર— સ્વભાવમાં રહેવું અને વિભાવથી મુકાવવું.

[ ૮૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તત્ત્વ પામવા માટે તારી યોગ્યતા કયારે ગણાય ?

ઉત્તર— જ્યારે હું વિશાલ બુદ્ધિ, મધ્યસ્થતા, ભદ્રિકપણું અને જીતેન્દ્રિયપણું ઇત્યાદિ ગુણો અપનાવીશ ત્યારે.

[ ૮૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારી ચેતન શુદ્ધિ કયી રીતે પામીશ?

ઉત્તર— જ્યારે હુ ઉદયથી કર્મને ભગાડી, સમત્વશ્રેણિમાં પ્રવેશ કરી, અબન્ધ પરિણામે વર્તીશ ત્યારે.

[ ૯૦ ]

પ્રશ્ન— અરે જીવ! તારે માટે સત્પુરુષોનો સદ્બોધ શુ કહે છે?

ઉત્તર— 'ઉદય આવેલા કર્મોને ભોગવતા નવા કર્મો ન બધાય તે માટે આત્માને સતત જાગ્રત રાખવો જોઈએ' એ જ સત્પુરુષોનો સદ્બોધ છે

[ ૯૧ ]

પ્રશ્ન— અરે જીવ! તું સમ્યગ્જ્ઞાની થયા પછી તારી દશા કયી થશે?

ઉત્તર— કર્મના ઉદયને જાણવાનુ મારુ કાર્ય હોય, પણ તેમાં સાતા કે અસાતારૂપે પરિણમવાનુ ન હોય

[ ૯૨ ]

પ્રશ્ન— અરે જીવ! તારે કર્મનો ઉદય કયી રીતે ભોગવવો જોઈએ?

ઉત્તર— અબન્ધક ભાવે

[ ૯૩ ]

પ્રશ્ન— અરે જીવ! જ્યા તારો કઈ ઉપાય નથી ત્યા તારે શુ કરવુ જોઈએ?

ઉત્તર— ખેદને તિલાજની દેવી જોઈએ

[ ૯૪ ]

પ્રશ્ન— અરે જીવ! તારા સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ ગુણોને મલિન કરનાર કોણ?

ઉત્તર— મિથ્યા દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ.

[ ૯૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારે ખાસ શું કરવું જોઈએ?

ઉત્તર— આત્માનો ઉદ્ધાર અને જૈનધર્મની-જૈનશાસનની અપૂર્વ પ્રભાવના.

[ ૯૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારે જગતમાં ખાસ શું મૂકીને જવાનું?

ઉત્તર— જીવંત કીર્તિ.

[ ૯૭ ]

પ્રશ્ન— અરે જીવ! તને ક્ષણે ક્ષણે સંકલ્પ-વિકલ્પ શાથી થાય છે?

ઉત્તર— કર્મના ઉદયથી.

[ ૯૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારે પરમાત્મપણું પ્રાપ્ત કરવા માટે શું કરવું જોઈએ?

ઉત્તર— અનાદિ કાળથી ગ્રહણ કરેલું બહિરાત્મપણું છોડીને અંતરાત્મપણું ધારણ કરવું જોઈએ.

[ ૯૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારામા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય કયી રીતે ઘટી શકે?

ઉત્તર— દયાના પરિણામની ઉત્પત્તિ, હિંસાના પરિણામનો વિનાશ અને બન્ને ભાવમા જ્ઞાતા, દ્રષ્ટા તરીકે રહેવુ એ રીતે ઘટી શકે

[ ૧૦૦ ]

પ્રશ્ન— અરે જીવ! સસારી અવસ્થામા તારો કયો પર્યાય હોય?

ઉત્તર— વિભાવ વ્યજનપર્યાય અને વિભાવ અર્થપર્યાય

[ ૧૦૧ ]

પ્રશ્ન— અરે જીવ! મુક્તાવસ્થામા તારો કયો પર્યાય હોય?

ઉત્તર— સ્વભાવ વ્યજનપર્યાય અને સ્વભાવ અર્થપર્યાય

[ ૧૦૨ ]

પ્રશ્ન— અરે જીવ! તારે માટે ઉત્કૃષ્ટ ચારિત્ર કયુ?

ઉત્ત — યથાખ્યાતચારિત્ર

[ ૧૦૩ ]

પ્રશ્ન— અરે જીવ! સસારમા રહ્યા છતાં વ્યવહારદષ્ટિએ તારે કયા ધર્મ આદરવાયોગ્ય છે?

ઉત્તર— દાન, શીલ, તપ અને ભાવ

[ ૧૦૪ ]

પ્રશ્ન— અરે જીવ! સસારમા રહ્યા છતા નિશ્ચય દષ્ટિએ કયા ધર્મ આદરવાયોગ્ય છે?

ઉત્તર— જ્ઞાન, દર્શન અને ચારિત્ર

[ ૧૦૫ ]

પ્રશ્ન— અરે જીવ! સિદ્ધ થયા પછી તારાં સુખો જગતના કોઈ પણ પદાર્થ સાથે સરખાવી શકાય ખરાં કે?

ઉત્તર— નહીં જ, કારણ કે સિદ્ધાવસ્થાનાં સુખો આત્મિક છે માટે જ શાશ્વત છે અને જગતનાં સર્વ સુખો પૌદ્ગલિક છે માટે નાશવંત છે.

[ ૧૦૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારે સ્થિર ગુણ કોની જેમ કેળવવો જોઈએ?

ઉત્તર— મેરુ પર્વતની જેમ.

[ ૧૦૭ ]

પ્રશ્ન— અરે જીવ! તારે ગુપ્ત ઇંદ્રિયવાળા કોની જેમ થવું જોઈએ?

ઉત્તર— કાચબાની જેમ.

[ ૧૦૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારે અપ્રતિબદ્ધ વિહારવાળા કોની જેમ થવું જોઈએ?

ઉત્તર— વાયુની જેમ

[ ૧૦૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારે શીતલેશ્યાવાળા કોની જેમ થવું જોઈએ?

ઉત્તર— ચંદનની જેમ.

[ ૧૧૦ ]

પ્રશ્ન— અરે જીવ! તારે અતિતેજસ્વી તપરૂપી તેજવાળા કોની જેમ થવું જોઈએ?

ઉત્તર— સૂર્યની જેમ.

[ ૧૧૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે મહાગભીર કોની જેમ થવુ જોઇએ ?
ઉત્તર— સાગરની જેમ

[ ૧૧૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કોની જેમ નિર્લેપ થવુ જોઇએ ?
ઉત્તર— આકાશની જેમ

[ ૧૧૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કોની જેમ અપ્રમત્ત રહેવુ જોઇએ ?
ઉત્તર— ભારડપક્ષીની જેમ.

[ ૧૧૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયા વિચરવુ–પરિભ્રમણ કરવુ જોઇએ ?
ઉત્તર— ધર્મ અને સમાધિરૂપ નદનવનમા

[ ૧૧૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કોની જેમ સમચિત્તવાળા થવુ જોઇએ ?
ઉત્તર— જિનેશ્વરની જેમ

[ ૧૧૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તે કરેલી ભૂલને માટે તારે શુ કરવુ જોઇએ ?
ઉત્તર— સદ્ગુરુ ભગવત પાસે પ્રાયશ્ચિત્ત લેવુ જોઇએ, અને તે દ્વારા શુદ્ધ થવુ જોઇએ

[ ૧૧૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયુ જ્ઞાન અપનાવવુ જોઈએ ?
ઉત્તર— સમ્યગ્જ્ઞાન

[ ૧૧૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તેં કોઈ વાર સિદ્ધદશા પ્રાપ્ત કરી છે કે કેમ ?

ઉત્તર— નહીં જ, કારણ કે સિદ્ધ થયેલા સંસારમાં પાછા આવતા નથી.

[ ૧૧૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તેં કોઈ વાર અરિહંતપણું પ્રાપ્ત કર્યું છે કે નહીં ?

ઉત્તર— નહીં જ, ચાર ઘનઘાતિ કર્મના ક્ષય થયા પછી સિદ્ધ થતાં તેને સંસારમાં ફરી જન્મ લેવાનો રહેતો નથી.

[ ૧૨૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તેં આચાર્યપણું, ઉપાધ્યાયપણું, અને સાધુપણું પ્રાપ્ત કર્યું છે કે નહીં ?

ઉત્તર— અનેકવાર પ્રાપ્ત કરેલ છે.

[ ૧૨૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે સમકિત પામવા માટે પ્રથમ વાર કઈ કઈ પ્રકૃતિઓનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કંરવો પડે ?

ઉત્તર— દર્શન સપ્તકનો ( દર્શન મોહનીય, સમ્યક્ત્વ, મિશ્ર, મિથ્યાત્વ એ ત્રણ, અને ચારિત્ર મોહનીયના અનંતાનુબન્ધીની ક્રોધ, માન, માયા, લોભ એ ચાર એટલે સાત પ્રકૃતિનો ) ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ કરવો પડે.

[ ૧૨૨ ]

પ્રશ્ન— અરે જીવ! તારે સમ્યક્ત્વ પામ્યા પછી સંસારમા કેટલો કાળ રહેવુ પડશે?

ઉત્તર— વધારેમા વધારે અર્ધપુદ્ગલ પરાવર્તન

[ ૧૨૩ ]

પ્રશ્ન— અરે જીવ! તારે કયુ દર્શન સ્વીકારવુ જોઈએ?

ઉત્તર— સમ્યગ્દર્શન

[ ૧૨૪ ]

પ્રશ્ન— અરે જીવ! તારે કયુ ચારિત્ર પાળવુ જોઈએ?

ઉત્તર— સમ્યગ્ચારિત્ર

[ ૧૨૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારે કોના કોના ઉદ્ધારક થવુ જોઈએ?

ઉત્તર— તીર્થના, ધર્મના, દેશના, સમાજના, કુટુમ્બના અને સમસ્ત વિશ્વના

[ ૧૨૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારે પામેલ લક્ષ્મીનું શુ કરવુ જોઈએ?

ઉત્તર— સુકૃત આદિમા સદ્વ્યય કરવો જોઈ એ

[ ૧૨૭ ]

પ્રશ્ન— અરે જીવ! તારે સ્થળે સ્થળે શુ કરવાનુ છે?

ઉત્તર— જિનમદિરો, જ્ઞાનમદિરો, ઉપાશ્રયો, પૌષધશાળાઓ, ધર્મશાળાઓ આદિ ધર્મસ્થાનકો કરવાના, અને જીર્ણ થયેલ હોય તેનો જીર્ણોદ્ધાર કરાવવાનો

[ ૧૨૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયા કયા તીર્થોની યાત્રા કરવી જોઈએ ?

ઉત્તર— શ્રીશત્રુંજય, ગિરનાર, કદમ્બગિરિ, હસ્તગિરિ, તાલધ્વજગિરિ, સમેતશિખરગિરિ, તારંગાજી, પાવાપુરી, અંતરિક્ષજી, મક્ષીજી, ભાંડુપ, ભરૂચ, કાવી, ગંધાર, ઝઘડિયાજી, શંખેશ્વર, પાનસર, ભોયણી, ચારૂપ, માતર, ભદ્રેશ્વર, કેશરિયાજી, રાણકપુર, આબુ, ભીલડિયાજી, વામજ આદિ અનેક તીર્થોની યાત્રા કરવી જોઈએ.

[ ૧૨૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે શું શું શીખવાનું ? અને શું શું જાણવાનું છે ?

ઉત્તર— પંચપ્રતિક્રમણ, નવસ્મરણ, ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય, અને છ કર્મગ્રંથ વગેરે શીખવાનાં.

સ્યાદ્વાદ, સપ્તભંગી, સપ્તનય, ષટ્દ્રવ્ય, વ્યવહાર, નિશ્ચય, નિક્ષેપ અને આગમાદિ જાણવાનાં.

વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, કાવ્ય, કોશ, જ્યોતિષ, મંત્ર, તંત્ર, શિલ્પ આદિ પણ જાણવાનાં ને શીખવાનાં છે.

[ ૧૩૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારું જીવન કેવું હોવું જોઇએ ?

ઉત્તર— આદર્શ, નિર્દોષ, અનુમોદનીય, અનુકરણીય.

[ ૧૩૧ ]

પ્રશ્ન— અરે જીવ ! પરસંપત્તિ દેખીને તારે શું કરવું જોઇએ ?

ઉત્તર— ઈર્ષ્યા અને મમત્વનો ત્યાગ.

[ ૧૩૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે વિનય કોનો કોનો કરવો જોઇએ ?

ઉત્તર— સાધુસંતનો, ગુરુનો અને વડીલો વગેરેનો

[ ૧૩૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે પ્રણામ કોને કરવા જોઈએ ?

ઉત્તર— ઇષ્ટદેવને, ગુરુને, સાધુસંતને, માતા-પિતાને અને વડીલો વગેરેને

[ ૧૩૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કયી ભાષા શીખવી જોઇએ ?

ઉત્તર— સંસ્કૃત, પ્રાકૃત અને માતૃભાષા પ્રમુખ

[ ૧૩૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા સુખ અને દુઃખના પ્રસંગોમાં મુખ્ય કારણ કોણ છે ?

ઉત્તર— મારાં પોતાનાં કર્મો

[ ૧૩૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તું નિગોદ સ્થાનમાં કેટલું રહ્યો ?

ઉત્તર— અનંતો કાળ

[ ૧૩૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તે નિગોદસ્થાનમાં એક શ્વાસોચ્છ્વાસમાં કેટલા ભવ કર્યા

ઉત્તર— સાડા સત્તર ભવ

[ ૧૩૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તું સંસારમાં ક્યારથી જન્મ–મરણુ આદિ કરે છે ?

ઉત્તર— અનાદિકાળથી.

[ ૧૩૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તું એકેન્દ્રિયપણું કેટલીવાર પામ્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૪૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તું બે ઇન્દ્રિયપણું કેટલીવાર પામ્યો ?

ઉઉર— અનંતીવાર.

[ ૧૪૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તું તેઈન્દ્રિયપણું કેટલીવાર પામ્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૪૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તું ચઉરિન્દ્રિયપણું કેટલીવાર પામ્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૪૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તું અસંજ્ઞી પંચેન્દ્રિયપણું કેટલી વાર પામ્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૪૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તું સંજ્ઞીપંચેન્દ્રિયપણું કેટલીવાર પામ્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૪૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ નારકીમા કેટલીવાર ઉત્પન્ન થયો ?

ઉત્તર— અનતીવાર

[ ૧૪૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તે નારકીના અસહ્ય દુખો કેટલીવાર સહન કર્યા ?

ઉત્તર— અનતીવાર

[ ૧૪૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તને નરકગતિના દુખોનો અહી કઈ ખ્યાલ આવે છે ?

ઉત્તર— ના, અહી જે દુખ અનુભવાય છે તે તો એ દુખનો અશ માત્ર નથી એ દુખો અનતા અને અસહ્ય હોય છે

[ ૧૪૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ તિર્યંચપણે કેટલીવાર ઉત્પન્ન થયો ?

ઉત્તર— અનતીવાર

[ ૧૪૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ દેવપણે કેટલીવાર ઉત્પન્ન થયો

ઉત્તર— અનતીવાર

[ ૧૫૦ ]

પ્રશ્ન— અરે જીવ તુ મનુષ્યરૂપે કેટલીવાર ઉત્પન્ન થયો ?

ઉત્તર— અનતીવાર

[ ૧૫૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તે અત્યાર સુધી ધાન્ય કેટલુ અને કેટલી વાર ખાધુ ?

ઉત્તર— આખી દુનિયાનું ધાન્ય ભેગું કરીએ તેના કરતાં પણ વિશેષ અનંતીવાર ખાધું.

[ ૧૫૨ ]

પ્રશ્ન— અરે જીવ! તેં અત્યાર સુધી જળ કેટલું અને કેટલીવાર પીધું ?

ઉત્તર— આખી દુનિયાના સમસ્ત સાગર, નદી, તળાવ, કૂવા વગેરેનું પાણી ભેગું કરીએ તેના કરતાં પણ વિશેષ અનંતગણું પીધું.

[ ૧૫૩ ]

પ્રશ્ન— અરે જીવ! તેં અત્યાર સુધી માતાના સ્તનનું પાન કેટલીવાર કર્યું ?

ઉત્તર— જગતના સમસ્ત સાગરોના પાણી કરતાં પણ વિશેષ.

[ ૧૫૪ ]

પ્રશ્ન— અરે જીવ! તારા દેહને અદ્યાવધિ વસ્ત્ર, અલંકાર અને આભૂષણ વગેરેથી કેટલીવાર શણગાર્યો ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૫૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારા ભવભ્રમણમાં અત્યાર સુધીમાં રૂપ, રસ, ગંધ અને વર્ણમાં તું કેટલો બધો આસક્ત બન્યો?

ઉત્તર— પારાવાર.

[ ૧૫૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારા ભવભ્રમણમાં તેં અત્યાર સુધી ક્રોધ, માન, માયા, અને લોભ વગેરે કેટલીવાર કર્યાં ?

ઉત્તર— અનંતીવાર.

[ ૧૫૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમા તે અત્યાર સુધી પાપસ્થાનક અને સખત વ્યસન કેટલીવાર સેવ્યા ?

ઉત્તર— અનતીવાર

[ ૧૫૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમા અત્યાર સુધીમા માતાના ઉદરમા ઊધે મસ્તકે નવ નવ મહિના સુધી કેટલીવાર રહ્યો ?

ઉત્તર— અનતીવાર

[ ૧૫૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમા અત્યાર સુધી તે અભક્ષ્ય અને અનતકાય પદાર્થો કેટલીવાર ઉપયોગમા લીધા ? અને હવે શુ કરવુ જોઈએ ?

ઉત્તર— અનતીવાર અને હવે તેનો ત્યાગ કરવો જોઈએ

[ ૧૬૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમા અત્યાર સુધી તે રાત્રિભોજન કેટલીવાર કર્યા અને હવે શુ કરવાનુ ?

ઉત્તર— અનતીવાર, અને હવે તેનો ત્યાગ કરવો જોઈએ

[ ૧૬૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમા અત્યાર સુધી તું અસત્ય કેટલીવાર બોલ્યો ? અને હવે શુ કરવુ જોઈએ ?

ઉત્તર— અનતીવાર અને હવે અસત્ય ન બોલવુ જોઈએ

[ ૧૬૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા ભવભ્રમણુમાં અત્યાર સુધી તે ચોરી કેટલીવાર કરી ? અને હવે શુ કરવુ જોઈએ ?

[ ૧૭૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે સિદ્ધાવસ્થામાં કયો પ્રાણ હોય ?

ઉત્તર— ભાવ પ્રાણ.

[ ૧૭૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી શુભ લેશ્યા કયી કયી છે ?

ઉત્તર— તેજો, પદ્મ અને શુકલ.

[ ૧૭૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી અશુભ લેશ્યા કયી કયી છે ?

ઉત્તર— કૃષ્ણ, નીલ અને કાપોત.

[ ૧૭૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા આત્મપ્રદેશે જ્ઞાન-દર્શનાદિક ઉપયોગ રૂપ કેટલા પર્યાયો છે ?

ઉત્તર— અનંતા પર્યાયો.

[ ૧૮૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તું સયોગી કે અયોગી છે ?

ઉત્તર— સંસારની અપેક્ષાએ સયોગી, અને સિદ્ધની અપેક્ષાએ અયોગી.

[ ૧૮૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તું કયા આશ્રવનો સ્વામી છે ?

ઉત્તર— દશમા ગુણઠાણા સુધી સાંપરાયિક (કષાય સહિત), અને ૧૧ થી ૧૩મા ગુણઠાણા સુધી ઈર્યાપથિકી.

[ ૧૮૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે અને તારા કર્મને કોના જેવો સંબંધ છે ? અને એ સબંધ કયાં સુધી રહેવાનો ?

ઉત્તર— ક્ષીર નીરના જેવો અને એ સબધ જ્યા સુધી હું મોક્ષમા જઇશ નહિ ત્યા સુધી રહેવાનો

[ ૧૮૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ કદી જડ થવાનો કે ચેતન જ રહેવાનો ?

ઉત્તર— કદી પણ જડ થવાનો નહીં, સર્વદા ચેતન જ રહેવાનો

[ ૧૮૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ ધ્યાન કોનુ ધરીશ ?

ઉત્તર— પચપરમેષ્ઠીનુ અને શ્રીસિદ્ધચક્રનુ

[ ૧૮૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી નિંદ્રદશા (અનાદિ મોહ) કેટલા ગુણ સ્થાનક સુધી હોય ?

ઉત્તર— પહેલેથી ત્રણ ગુણસ્થાનક સુધી હોય

[ ૧૮૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી સ્વપ્નદશા ( સમકિતના પરિણામે ) કેટલા ગુણસ્થાનક સુધી હોય ?

ઉત્તર— ચોથા, પાચમા અને છઠ્ઠા ગુણસ્થાનક સુધી હોય

[ ૧૮૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી જાગરદશા અપ્રમત્ત મુનિઅવસ્થામા કેટલા ગુણસ્થાનક સુધી હોય ?

ઉત્તર— સાતમા ગુણસ્થાનકથી માડી બારમા ગુણસ્થાનક સુધી હોય

[ ૧૮૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી ઉજ્જાગર દશા વીતરાગ અવસ્થામા કયે ગુણસ્થાનકે હોય ?

ઉત્તર— તેરમા સયોગી અને ચૌદમા અયોગી ગુણસ્થાનકે હોય

[ ૧૮૯ ]

પ્રશ્ન— અરે જીવ! અદ્યાવધિ તેં મોક્ષ સુખ મેળવવા માટે ઘણો વ્યવહાર કર્યો, છતાં તે ફળદાયી કેમ ન થયો?

ઉત્તર— મારી નિરપેક્ષ દૃષ્ટિ હોવાથી.

[ ૧૯૦ ]

પ્રશ્ન— અરે જીવ! હવે તારે મોક્ષ સુખ મેળવવા માટે કયી દૃષ્ટિએ વ્યવહાર કરવો જોઈએ?

ઉત્તર— સાપેક્ષદૃષ્ટિએ.

[ ૧૯૧ ]

પ્રશ્ન— અરે જીવ! તું જાગે અને સૂવે ત્યાં સુધી તારે અહર્નિશ ધાર્મિક પ્રવૃત્તિ કયી કયી કરવાની?

ઉત્તર— નિદ્રામાંથી જાગૃત થતાં નમસ્કાર મહામંત્ર આદિકનું સ્મરણ, રાઇઅ પ્રતિક્રમણ, પ્રભાતનાં દેવદર્શન, ગુરુવંદન, નોકરશી વગેરેનું પચ્ચક્ખાણ, ધાર્મિક અભ્યાસ, વ્યાખ્યાનશ્રવણ, મધ્યાહ્ને પ્રભુપૂજા, સુપાત્રમાં દાન, વિગઇનો ત્યાગ, વૃત્તિનો સંક્ષેપ, સામાયિક, નોકારવાળી, સાંજના દેવદર્શન, ચઉવિહાર વગેરેનું પચ્ચક્ખાણ, દેવસિઅ પ્રતિક્રમણ અને સંથારા પોરસી વગેરે ધાર્મિક પ્રવૃત્તિ અહર્નિશ કરવાની રહે.

[ ૧૯૨ ]

પ્રશ્ન— અરે જીવ! તું કયા કારણથી ક્યાં ક્યાં દંડાય છે?

ઉત્તર— મારા વિભાવ પરિણામથી હું ચાર ગતિ, ચોવીશ દંડક અને ચોરાશી લાખ જીવયોનિમાં દંડાય છે.

[ ૧૯૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તુ કયા કારણથી કયે સ્થળે શાશ્વત સુખનો ભાગી બનીશ ?

ઉત્તર— મારા સ્વભાવ પરિણામથી સિદ્ધસ્થામા સર્વદા શાશ્વતા સુખનો ભાગી બનીશ

[ ૧૯૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અનતજ્ઞાન ગુણ કોનાથી આવરાયેલ –ઢકાયેલ છે ?

ઉત્તર— જ્ઞાનવરણીય કર્મથી

[ ૧૯૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અનતદર્શન ગુણ કોનાથી આવરાયેલો છે ?

ઉત્તર— દર્શનાવરણીય કર્મથી

[ ૧૯૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અવ્યાબાધ સુખ ગુણ કોનાથી આવરાયેલો છે ?

ઉત્તર— વેદનીય કર્મથી

[ ૧૯૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અનંતચારિત્ર ગુણ કોનાથી આવરાયેલો છે ?

ઉત્તર— મોહનીય કર્મથી

[ ૧૯૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અક્ષયસ્થિતિ ગુણ કોનાથી આવરાયેલ છે ?

ઉત્તર— આયુષ્ય કર્મથી

[ ૧૯૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અરૂપીપણાનો ગુણ કોનાથી આવરાયેલ છે ?

ઉત્તર— નામ કર્મથી.

[ ૨૦૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અગુરુલઘુ ગુણ કોનાથી આવરાયેલ છે ?

ઉત્તર— ગોત્ર કર્મથી.

[ ૨૦૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અનંતવીર્ય ગુણ કોનાથી આવરાયેલ છે ?

ઉત્તર— અંતરાય કર્મથી.

[ ૨૦૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય ?

ઉત્તર— અનંતજ્ઞાન – કેવળજ્ઞાન.

[ ૨૦૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય ?

ઉત્તર— અનંતદર્શન–કેવળદર્શન.

[ ૨૦૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા વેદનીય કર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય ?

ઉત્તર— અવ્યાબાધ સુખ ( સકલ પીડારહિત નિરુપાધિકપણું ).

[ ૨૦૫ ]

પ્રશ્ન— અરે જીવ! તારા મોહનીય કર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય?

ઉત્તર— અનંતચારિત્ર (ક્ષાયિક સમ્યક્ત્વ અને યથાખ્યાત ચારિત્ર)

[ ૨૦૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારા આયુષ્યકર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય?

ઉત્તર— સાદિ અનંત અક્ષયસ્થિતિ

[ ૨૦૭ ]

પ્રશ્ન— અરે જીવ! તારા નામકર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય?

ઉત્તર— અરૂપીપણું

[ ૨૦૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારા ગોત્રકર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય?

ઉત્તર— અગુરુલઘુ

[ ૨૦૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારા અંતરાયકર્મનો સર્વથા ક્ષય થવાથી તને કયો ગુણ પ્રાપ્ત થાય?

ઉત્તર— અનંતદાન, અનંતલાભ, અનંતભોગ, અનંતઉપભોગ અને અનંતવીર્ય

[ ૨૧૦ ]

પ્રશ્ન— અરે જીવ! તું દાન કેમ નથી દઈ શકતો?

ઉત્તર— દાનાંતરાયના ઉદયથી

[ ૨૧૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તું લાભ કેમ નથી લઈ શકતો ?

ઉત્તર— લાભાંતરના ઉદયથી.

૨૧૨ ]

પ્રશ્ન— અરે જીવ! તું ભોગ ને ઉપભોગ કેમ નથી ભોગવી શકતો?

ઉત્તર— ભોગાંતરાય ને ઉપભોગાંતરાયના ઉદયથી.

[ ૨૧૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તું વીર્ય કેમ નથી ફોરવી શકતો ?

ઉત્તર— વીર્યાંતરાયના ઉદયથી.

[ ૨૧૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે દાન દેવા માટે શું કરવું જોઈએ ?

ઉત્તર— દાનાંતરાયનો નાશ.

[ ૨૧૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે લાભ લેવા માટે શું કરવું જોઈએ ?

ઉત્તર— લાભાંતરાયનો નાશ.

[ ૨૧૬ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે ભોગ ને ઉપભોગ ભોગવવા માટે શું કરવું જોઈએ ?

ઉત્તર— ભોગાંતરાય ને ઉપભોગાંતરાયનો વિનાશ કરવો જોઈએ.

[ ૨૧૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે વીર્ય ફોરવવા માટે શું કરવું જોઈએ ?

ઉત્તર— વીર્યાંતરાય કર્મનો વિનાશ કરવો જોઈએ.

[ ૨૧૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે અને તારા શરીરને કોના જેવો સંબંધ છે ? અને તે સંબંધ ક્યાં સુધી રહેવાનો ?

ઉત્તર— ક્ષાર નીરના જેવો, અને એ સબધ જ્યા સુધી તુ મોક્ષમા ન જઈશ ત્યા સુધી

[ ૨૧૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારે માટે વર્તમાન કાલમા શ્રેષ્ઠ આલબન કયુ ?

ઉત્તર— જિનબિબ અને જિનાગમ દેવ, ગુરુ અને ધર્મ

[ ૨૨૦ ]

પ્રશ્ન— અરે જીવ! તારે પ્રભુ પાસે શુ માગણી કરવી જોઈએ?

ઉત્તર— ભાવનું ઉદાસીનપણુ, માર્ગાનુસારિપણુ, લોકવિરુદ્ધ કામોનો ત્યાગ, ગુરુજનની પૂજા, પરોપકાર, સદ્ગુરુનો મેળાપ, અને તેમના વચનની સેવા આટલી વસ્તુઓ મને જીવત પર્યંત અખડિતપણે હોજો
તદુપરાત ભવોભવમા પ્રભો તમારા ચરણોની સેવા, દુ ખનો અને કર્મનો ક્ષય, સમાધિમરણ અને સમ્યક્ત્વનો લાભ પણ હોજો છેવટે મોક્ષનુ શાશ્વત સુખ અને સાદિ અનત સ્થિતિ મને મળજો

[ ૨૨૧ ]

પ્રશ્ન— અરે જીવ! તારા ગુણો કયા? અને તારા શરીરના ગુણો કયા?

ઉત્તર— મારા ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ અને મારા શરીરના ગુણો વર્ણ, ગધ, રસ, સ્પર્શ વગેરે

[ ૨૨૨ ]

પ્રશ્ન— અરે જીવ! સસારઅવસ્થામા મિથ્યાત્વભાવે તારા કર્મની કેટકેટલી પ્રકૃતિઓ છે?

બેઠાણિયો રસ પ્રત્યાખ્યાનીય કષાયે કરી, અને એકઠાણિયો રસ સંજ્વલનના કષાયે કરી બંધાય છે. આ અશુભ પાપ પ્રકૃતિનો લીંબડાના રસની જેમ કડવો રસ સમજવો. ] અને શુભ પુણ્યની બેંતાલીશ પ્રકૃતિની તીવ્ર વિશુદ્ધિએ આઠે કર્મનો રસ શુભ બંધાય છે. [ તેમાં શુભ પ્રકૃતિનો ચોઠાણિયો રસ સંજવલન કષાયે કરી, તિઠાણિયો રસ પ્રત્યાખ્યાનીય અને અપ્રત્યાખ્યાનીય કષાયે કરી, તથા બેઠાણિયો રસ અનંતાનુબન્ધી કષાયે કરી બંધાય છે. આનો એકઠાણિયો રસ નથી, માટે તે બંધાતો નથી. આ શુભ પુણ્ય પ્રકૃતિનો રસ શેલડીના રસની જેવો મીઠો છે. ]

[ ૨૨૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારે બાવીશ પરીષહો કયા કયા કર્મના ઉદયથી સહેવાના હોય છે?

ઉત્તર— ક્ષુધા, પીપાસા, શીત, ઉષ્ણ, દંશ, ચર્યા, શય્યા, મલ, વધ, રોગ અને તૃણસ્પર્શ એ અગિયાર પરીષહ અસાતાવેદનીયકર્મના ઉદયથી.

સમ્યક્ત્વ પરીષહ દર્શનમોહનીય કર્મના ઉદયથી.

| | | | | |
|---|---|---|---|---|
| અચેલક | ” | જુગુપ્સા | ” | ” |
| અરતિ | ” | અરતિ | ” | ” |
| નૈષેધિકી | ” | ભય | ” | ” |
| સ્ત્રી | ” | પુરુષ વેદના ઉદયથી. | | |
| આક્રોશ | ” | ક્રોધના | ” | |
| યાચના | ” | માનના | ” | |

સત્કાર ,, લોભના ,,
અલાભ ,, લાભાતરાયના ,,
પ્રજ્ઞા ,, જ્ઞાનાવરણીયના ,,
અજ્ઞાન ,, ,, ,,

[ ૨૨૯ ]

પ્રશ્ન— અરે જીવ! તારે એક સમયે કેટલા પરીષહો સહવાના રહે?

ઉત્તર — બાવીશમાથી ઓગણીશ પરીષહો સહવાના રહે [શીત અને ઉષ્ણમાથી એક, અને ચર્યા, નૈષેધિકી, શય્યામાથી એક પરીષહ એક સમયે હોય

[ ૨૩૦ ]

પ્રશ્ન— અરે જીવ! તારે પુણ્ય બાધવાના કેટલા પ્રકાર છે? અને તે કયા કયા?

ઉત્તર— નવ તે આ પ્રમાણે —

૧ સાધુ વગેરેને અન્નપાણી આપવાથી
૨ ,, પાણી ,,
૩ ,, રહેવાને સ્થાન ,,
૪ ,, સૂવાને પાટ વગેરે ,,
૫ ,, પહેરવા-ઓઢવા માટે વસ્ત્રાદિ ,,
૬ તેમને વિષે મનમા ઉત્તમ વિચારો કરવાથી
૭ ,, વચન દ્વારા સ્તુતિ આદિ ,,
૮ ,, કાયા દ્વારા સેવા ,,
૯ તેમને નમસ્કાર આદિ ,,

પ્રશ્ન— અરે જીવ ! તારે પાપ બાંધવાના કેટલા પ્રકાર છે અને તે કયા કયા ?

ઉત્તર— અઢાર. તે આ રીતે—

૧. પ્રાણાતિપાત ( જીવહિંસા કરવી. )
૨. મૃષાવાદ ( જૂઠું બોલવું )
૩. અદત્તાદાન ( ચોરી કરવી. )
૪. મૈથુન ( વિષય સેવન કરવું. )
૫. પરિગ્રહ ( ધન–ધાન્યાદિકનો સંગ્રહ કરવો. )
૬. ક્રોધ ( ગુસ્સો કરવો. )
૭. માન ( અભિમાન કરવું. )
૮. માયા ( કપટ કરવું. )
૯. લોભ ( આસક્તિ રાખવી. )
૧૦. રાગ ( પ્રીતિ કરવી, મોહ રાખવો. )
૧૧. દ્વેષ ( તિરસ્કાર કરવો. અરુચિ કરવી. )
૧૨. કલહ ( કજિયો કરવો. )
૧૩. અભ્યાખ્યાન ( ખોટું આળ દેવું. )
૧૪. પૈશુન્ય ( ચાડી ખાવી. )
૧૫. રતિ–અરતિ ( રતિ–સુખમાં હર્ષ અને અરતિ–દુઃખમાં શોક કરવો. )
૧૬. પરપરિવાદ ( પારકી નિંદા કરવી. )
૧૭. માયા મૃષાવાદ ( કપટ સહિત જૂઠું બોલી છેતરવું )
૧૮. મિથ્યાત્વશલ્ય ( કુદેવ–ગુરુ–ધર્મ સેવવાની ઇચ્છા કરવી. )

ઉક્ત એ અઢાર સેવવાથી, સેવરાવવાથી અથવા સેવનારની અનુમોદના કરવાથી પાપ બંધાય છે

[ ૨૩ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે પુણ્ય ભોગવવાના કેટલા પ્રકાર છે અને તે કયા કયા ?

ઉત્તર— બેતાલીશ તે આ પ્રમાણે—

૧. સાતાવેદનીય–જેના ઉદયથી શરીરને સુખનો અનુભવ થાય તે

૨ ઉચ્ચ ગોત્ર–જેના ઉદયથી ઉચ્ચ કુળમા જન્મ થાય અને લોકમા પૂજાપ્રતિષ્ઠાદિક પામે તે

૩ મનુષ્યગતિ (નામકર્મ)–જેના ઉદયથી મનુષ્ય-ગતિ પ્રાપ્ત થાય તે

૪ મનુષ્યાનુપૂર્વી (નામકર્મ)–જેના ઉદયથી બીજી ગતિમા વક્ર જતા જીવને મનુષ્યગતિમાં લાવે તે

[ આનુપૂર્વી–એટલે અન્ય ભવમા વક્ર ગતિએ ગમન કરતા જીવને બળદની નાથની જેમ સીધા ઉત્પન્ન થવાના સ્થાને લઈ જાય તે ]

૫ દેવગતિ (નામકર્મ)—જેના ઉદયથી દેવગતિ પામે તે

૬ દેવાનુપૂર્વી (નામકર્મ)—અન્ય ગતિમા વાંકા જતા જીવને દેવગતિમા લાવે તે

૭ પંચેન્દ્રિય જાતિ (નામકર્મ)—જેના ઉદયથી પંચેન્દ્રિયપણુ પામે તે

૮. ઔદારિક શરીર (નામકર્મ)—જેના ઉદયથી ઔદારિક દેહ–શરીર પ્રાપ્ત થાય તે.

૯. વૈક્રિય શરીર (નામકર્મ)—જેના ઉદયથી વૈક્રિય દેહ–શરીર પ્રાપ્ત થાય તે.

૧૦. આહારક શરીર (નામકર્મ)—જેના ઉદયથી ચૌદપૂર્વધર મુનિ, શ્રીતીર્થંકર પરમાત્માની ઋદ્ધિ આદિ જોવા માટે કે થયેલ સંશયના નિવારણાર્થે મહાવિદેહ ક્ષેત્રમાં જવા એક હાથ પ્રમાણ વિશિષ્ટ રૂપવાન્ શરીરને ધારણ કરે તે.

૧૧. તૈજસ શરીર (નામકર્મ)—જેના ઉદયથી આહાર પચાવવાના અને તેજોલેશ્યાના હેતુભૂત તનની–શરીરની પ્રાપ્તિ થાય તે.

૧૨. કાર્મણ શરીર (નામકર્મ)—જેના ઉદયથી સમસ્ત પ્રકારના શરીરના મૂલ કારણરૂપ અને આઠ કર્મના વિકાર સ્વરૂપ શરીરની પ્રાપ્તિ થાય તે.

૧૩. ઔદારિક અંગોપાંગ (નામકર્મ)—જેના ઉદયથી ઔદારિક દેહના અગ અને ઉપાંગની પ્રાપ્તિ થાય તે.

૧૪. વૈક્રિય અંગોપાંગ (નામકર્મ)—જેના ઉદયથી વૈક્રિય શરીરના અંગ ને ઉપાંગની પ્રાપ્તિ થાય તે.

૧૫. આહારક અંગોપાંગ (નામકર્મ)—જેના ઉરયથી આહારક દેહના અંગ અને ઉપાંગની પ્રાપ્તિ થાય તે.

૧૬. વજ્રઋષભનારાચ સંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી બે બાજુ મર્કટબંધ હોય, તેના પર પાટો અને તેના પર ખીલી જેવો મજબૂત બંધ હોય તે.

[ વજ્ર=ખીલી, ઋષભ=પાટો, નારાચ=બે બાજુ મર્કટબંધ અને સંઘયણ=શરીરમાં હાડકાંનો દૃઢબંધ ]

૧૭ સમચતુરસ્ર સંસ્થાન (નામકર્મ)—જેના ઉદયથી પર્યંકાસને બેસતાં જેની ચારે બાજુ સમાન હોય એવા સંસ્થાનની (શરીરની આકૃતિની) પ્રાપ્તિ થાય તે

૧૮. શુભવર્ણ (નામકર્મ)—જેના ઉદયથી શ્વેત (ધોળા), પીત (પીળા), અને રક્ત (લાલ) રૂપ શુભવર્ણની પ્રાપ્તિ થાય તે.

૧૯ શુભ ગંધ (નામકર્મ)—જેના ઉદયથી શુભ ગંધની પ્રાપ્તિ થાય તે

૨૦ શુભ રસ (નામકર્મ)—જેના ઉદયથી આમ્લ, કષાયેલા અને મીઠા રસરૂપ શુભ રસની પ્રાપ્તિ થાય તે

૨૧ શુભ સ્પર્શ (નામકર્મ)—જેના ઉદયથી હળવા, ચીકણા, સુવાળા, અને ઉષ્ણ સ્પર્શરૂપ શુભ સ્પર્શની પ્રાપ્તિ થાય તે

૨૨ અગુરુલઘુ (નામકર્મ)—જેના ઉદયથી લોઢાના ગોળાની જેમ બહુ ભારે નહિ, તેમજ આકડાના રૂની જેમ ઘણું હલકું નહિ એવા મધ્યમ વજનવાળા શરીરની પ્રાપ્તિ થાય તે

૨૩ પરાઘાત (નામકર્મ)—જેના ઉદયથી ગમે તેવા બળવાનને પણ જીતવા સમર્થ થઇ શકાય તે

૨૪. શ્વાસોચ્છ્વાસ (નામકર્મ)—જેના ઉદયથી શ્વાસો-ચ્છ્વાસ સુખપૂર્વક લઈ શકાય તે.

૨૫. આતપ (નામકર્મ)—જેના ઉદયથી સૂર્યના બિંબની જેમ પોતે શીતળ હોવા છતાં બીજાને તાપ કરનાર થાય તે.

૨૬. ઉદ્યોત (નામકર્મ)—જેના ઉદયથી ચંદ્રાદિની જેમ શીતળ તેમજ પ્રકાશયુક્ત શરીરની પ્રાપ્તિ થાય તે.

૨૭. શુભ ખગતિ [ શુભ વિહાયોગતિ–] (નામકર્મ)—જેના ઉદયથી વૃષભ, હાથી તથા હંસના જેવી સારી ચાલવાની ગતિ પ્રાપ્ત થાય તે.

૨૮. નિર્માણ (નામકર્મ)—જેના ઉદયથી સુથારે ઘડેલ પૂતળીની જેમ અંગોપાંગ યોગ્ય સ્થળે ગોઠવાય તે.

[ ૨૯ થી ૩૮ સુધી ત્રસદશક ]

૨૯. ત્રસ (નામકર્મ)—જેના ઉદયથી બેઇન્દ્રિય વગેરે જીવપણાની પ્રાપ્તિ થાય તે. અથવા જીવ ત્રસ કહેવાય તે.

૩૦. બાદર (નામકર્મ)—જેના ઉદયથી એક કે અનેક જીવોનો સમૂહ ભેગો થવાથી ચર્મચક્ષુ દ્વારા દેખાય તે.

૩૧. પર્યાપ્ત (નામકર્મ)—જેના ઉદયથી જીવ સ્વ-યોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરે તે.

૩૨. પ્રત્યેક (નામકર્મ)—જેના ઉદયથી એક દેહમાં એક જીવપણું પામે તે.

૩૩ સ્થિર (નામકર્મ)—જેના ઉદયથી દેહમા હાડ, દાત વગેરે અવયવો સ્થિર રહે તે

૩૪ શુભ (નામકર્મ)—જેના ઉદયથી નાભિ પરનુ અગ–શરીર પ્રમાણોપેત હોય, અથવા સારુ લાગે તેવું હોય તે

૩૫ સૌભાગ્ય (નામકર્મ)—જેના ઉદયથી સર્વને પ્રિય લાગે તે.

૩૬ સુસ્વર (નામકર્મ)—જેના ઉદયથી વાણીમા કોયલના જેવી મધુરતા પ્રાપ્ત થાય તે, અથવા કઠમા મીઠાશ હોય તે

૩૭. આદેય (નામકર્મ)—જેના ઉદયથી લોકમા તેનુ વચન માનનીય થાય તે

૩૮ યશ (નામકર્મ)—જેના ઉદયથી લોકમા યશકીર્તિ પ્રસરે તે

૩૯ સુરાયુ — જેમા ઉદયથી જીવ દેવનું આયુષ્ય પામે તે.

૪૦ મનુષ્યાયુ — જેના ઉદયથી જીવ મનુષ્યનું આયુષ્ય પામે તે

૪૧ તિર્યચાયુ — જેના ઉદયથી જીવ તિર્યચનુ આયુષ્ય પામે તે

૪૨ તીર્થકર (નામકર્મ)—જેના ઉદયથી ત્રણે લોકના જીવોને પૂજવાલાયક થાય તે અર્થાત્ તીર્થકર કેવળી થાય તે

પ્રશ્ન— અરે જીવ ! તારે પાપ ભોગવવાના કેટલા પ્રકાર છે ?

ઉત્તર— બ્યાશી. તે આ રીતે —

૧. મતિજ્ઞાનાવરણીય — જેના ઉદયથી પાંચ ઇન્દ્રિય અને મનથી થતા નિયત વસ્તુના મતિજ્ઞાનને ઢાંકે તે.

૨. શ્રુતજ્ઞાનાવરણીય — જેના ઉદયથી શાસ્ત્રાનુસારે થતા શ્રુતજ્ઞાનને ઢાંકે તે.

૩. અવધિજ્ઞાનાવરણીય — જેના ઉદયથી ઇન્દ્રિય આદિની અપેક્ષા સિવાય આત્મા વડે મર્યાદાપૂર્વક રૂપી દ્રવ્યના થતા અવધિજ્ઞાનને ઢાંકે તે.

૪. મનઃપર્યવજ્ઞાનાવરણીય — જેના ઉદયથી સાધુ અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય જીવના મનોગત ભાવને–વિચારોને જાણી શકે એવા મનઃપર્યવજ્ઞાનને ઢાંકે તે.

૫. કેવળજ્ઞાનાવરણીય — જેના ઉદયથી લોકાલોકમાં રહેલ રૂપી કે અરૂપી સકલ પદાર્થોના ત્રણે કાળના થતા કેવલજ્ઞાનને ઢાંકે તે.

૬. દાનાંતરાય—જેના ઉદયથી પોતાની પાસે દેવા યોગ્ય વસ્તુ હોય, યોગ્ય પાત્ર હોય, અને દાનનું ફળ જાણતો હોય તો પણ દાન ન દેવાય તે.

૭. લાભાંતરાય—જેના ઉદયથી સામો દાતાર હોય અને તેના ઘરમાં વસ્તુ પડેલી પણ હોય, તથા માગનાર પોતે પણ પાત્ર હોય તો પણ પોતાને ઇચ્છિત વસ્તુ ન મળે તે.

૮ ભોગાંતરાય — જેના ઉદયથી પોતે યુવાન અને અને સુદર રૂપવાન્ હોવા છતા, તથા આહારાદિ ભોગ્ય વસ્તુ મળવા છતા પણ ભોગવી ન શકે તે

૯ ઉપભોગાંતરાય — જેના ઉદયથી પોતે યુવાન અને સુદર રૂપાળો છતા અને આભૂષણાદિ ઉપભોગ્ય વસ્તુની પ્રાપ્તિ છતા પણ ભોગવી ન શકે તે

૧૦ વીર્યાંતરાય — જેના ઉદયથી પોતે યુવાન અને નીરોગી હોવા છતા બળહીન થાય તે

૧૧ ચક્ષુદર્શનાવરણીય — જેના ઉદયથી ચક્ષુ વડે રૂપનુ સામાન્યપણે જ્ઞાન થાય એવા ચક્ષુદર્શનને ઢાકે તે

૧૨ અચક્ષુદર્શનાવરણીય — જેના ઉદયથી ચક્ષુ સિવાય શેષ ચાર ઇન્દ્રિયોથી પોતપોતાના વિષયનુ સામાન્યપણે જે જ્ઞાન થાય એવા અચક્ષુદર્શનને ઢાકે તે

૧૩ અવધિદર્શનાવરણીય — જેના ઉદયથી ઇન્દ્રિયાદિકની અપેક્ષા સિવાય મર્યાદાપૂર્વક રૂપી દ્રવ્યનુ સામાન્યપણે જે જ્ઞાન થાય એવા અવધિદર્શનને ઢાકે તે

૧૪ કેવળદર્શનાવરણીય — જેના ઉદયથી લોકાલોકમા રહેલ રૂપી કે અરૂપી સકલ પદાર્થોનુ જે જ્ઞાન થાય એવા કેવળદર્શનને ઢાકે તે

૧૫. નિદ્રા — જેના ઉદયથી સુખપૂર્વક નિદ્રાવસ્થામાંથી જાગી શકાય તે.

૧૬. નિદ્રાનિદ્રા — જેના ઉદયથી દુઃખપૂર્વક નિદ્રાવસ્થામાંથી જાગી શકાય તે.

૧૭. પ્રચલા — જેના ઉદયથી ઊભા ઊભા અને બેઠાં બેઠાં પણ ઊંઘ આવે તે.

૧૮. પ્રચલાપ્રચલા — જેના ઉદયથી ચાલતાં ચાલતાં પણ ઊંઘ આવે તે.

૧૯. થીણુદ્ધિ — જેના ઉદયથી દિવસે જાગૃત અવસ્થામાં ચિંતવેલું કાર્ય રાત્રિએ નિદ્રાવસ્થામાં કરે તે.

૨૦. નીચગોત્ર — જેના ઉદયથી નીચ કે હલકા કુલમાં જન્મ થાય તે.

૨૧. અશાતા વેદનીય–જેના ઉદયથી જીવને દેહદુઃખનો અનુભવ થાય તે.

૨૨. મિથ્યાત્વ મોહનીય — જેના ઉદયથી શ્રીવીતરાગવિભુના વચનથી વિપરીત શ્રદ્ધા થાય તે.

સ્થાવર દશક — [ ૨૩ થી ૩૨ સુધી ]

૨૩. સ્થાવર (નામકર્મ) — જેના ઉદયથી જીવને સ્થાવરપણું પ્રાપ્ત થાય તે.

૨૪. સૂક્ષ્મ (નામકર્મ)–જેના ઉદયથી ચર્મચક્ષુને અદૃશ્ય એવા સૂક્ષ્મ શરીરપણાની પ્રાપ્તિ થાય તે.

૨૫. અપર્યાપ્ત (નામકર્મ) — જેના ઉદયથી જીવ પોતાને યોગ્ય પર્યાપ્તિ પૂર્ણ ન કરે તે.

૨૬ સાધારણ (નામકર્મ) — જેના ઉદયથી અનંતા જીવ વચ્ચે એક દેહની–શરીરની પ્રાપ્તિ થાય તે

૨૭ અસ્થિર (નામકર્મ)–જેના ઉદયથી દેહના દાંત આદિ અવયવો અસ્થિર થાય તે

૨૮ અશુભ (નામકર્મ) — જેના ઉદયથી નાભિની નીચેનુ અંગ બીજાને અડવાથી અશુભ લાગે તે

૨૯ દૌર્ભાગ્ય (નામકર્મ) — જેના ઉદયથી સર્વને અપ્રિય લાગે તે

૩૦ દુ:સ્વર (નામકર્મ) — જેના ઉદયથી કાગડા અને ગધેડા વગેરેની જેમ ખરાબ સ્વરની પ્રાપ્તિ થાય તે

૩૧ અનાદેય (નામકર્મ) — જેના ઉદયથી લોકમાં તેનું વચન માન્ય ન થાય તે

૩૨ અયશ (નામકર્મ) — જેના ઉદયથી લોકમા અપકીર્તિ ને અપયશ ફેલાય તે.

૩૩ નરકગતિ (નામકર્મ) — જેના ઉદયથી જીવ નરકમા ઉત્પન્ન થાય તે

૩૪ નરકાનુપૂર્વી (નામકર્મ) — જેના ઉદયથી મૃત્યુ બાદ અન્યગતિમા જતા જીવને બળદની નાથની જેમ ખેંચીને નરકમા લઈ જાય તે

૩૫. નરકાયુ (નામકર્મ) — જેના ઉદયથી જીવ નારકનું આયુષ્ય પામે તે.

સોળકષાય–[ ૩૬–૩૯ ]

૧૫.

.. અનંતાનુબંધી ક્રોધ — પર્વતની રેખા સરખો છે.

૩૭. અનંતાનુબંધી માન — પાષાણ – પથ્થરના થાંભલા સરખો છે.

૩૮. અનંતાનુબંધી માયા — વાંસના મૂળ સરખી છે.

૩૯. અનંતાનુબંધી લોભ — કીરમજીના રંગ સરખો છે.

[ આ ચારે અનંતાનુબન્ધી કષાયો કહેવાય છે. તેના ઉદયથી જીવને સમ્યક્ત્વ પ્રાપ્ત થતું નથી. તે ઉત્કૃષ્ટપણે જીવન પર્યંત રહે છે અને તેથી કરીને મૃત્યુ બાદ તે જીવને નરકગતિ મળે છે. ]

[ ૪૦–૪૩ ]

૪૦. અપ્રત્યાખ્યાનીય ક્રોધ — સુકાયેલા તળાવની રેખા સરખો છે.

૪૧. અપ્રત્યાખ્યાનીય માન — અસ્થિ–હાડકાના થાંભલા સરખો છે.

૪૨. અપ્રત્યાખ્યાનીય માયા— ઘેટાના શીંગડા સરખી છે.

૪૩. અપ્રત્યાખ્યાનીય લોભ — ગાડાની મરી સરખી છે.

[ આ ચારે અપ્રત્યાખ્યાનીય કષાયો કહેવાય છે. તેના ઉદયથી જીવને દેશવિરતિપણું પ્રાપ્ત થતું નથી. તે એક વર્ષ સુધી કાયમ રહે છે અને તેથી કરીને મૃત્યુ બાદ જીવને તિર્યંચ ગતિ મળે છે. ]

[ ૪૪–૪૭ ]

૪૪. પ્રત્યાખ્યાનીય ક્રોધ — રેતીની રેખા સરખો છે.

૪૫. પ્રત્યાખ્યાનીય માન — કાષ્ટ-લાકડાના થાંભલા સરખો છે.

૪૬ પ્રત્યાખ્યાનીય માયા — બળદના મૂત્રની ધાર સરખી છે

૪૭ પ્રત્યાખ્યાનીય લોભ — કાજળના રંગ સમાન છે [આ ચારે પ્રત્યાખ્યાનીય કષાયો કહેવાય છે તેના ઉદયથી જીવને સર્વવિરતિપણું – ચારિત્ર મળતુ નથી તે ચાર મહિના સુધી રહે છે અને તેથી કરીને મૃત્યુ બાદ જીવને મનુષ્યગતિ મળે છે ]

[૪૮–૫૧]

૪૮ સંજ્વલનનો ક્રોધ — જલની રેખા સરખો છે

૪૯ સંજ્વલનનો માન — નેતરની સોટી સરખો છે.

૫૦ સંજ્વલનની માયા — વાસની છાલ સરખી છે

૫૧ સંજ્વલનનો લોભ — હળદરના રંગ સરખો છે.

[આ ચારે સંજ્વલનના કષાયો કહેવાય છે તેના ઉદયથી જીવને યથાખ્યાત ચરિત્ર મળતું નથી તે પંદર દિવસ સુધી રહે છે અને તેથી કરીને મૃત્યુ બાદ જીવને દેવગતિ મળે છે ]

નવ નોકષાય — ( હાસ્યાદિષટ્ક અને ત્રણ વેદ )

[૫૨–૬૦]

હાસ્યાદિષટ્ક – [૫૨–૫૭]

૫૨. હાસ્ય—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ હાસ્ય ઉત્પન્ન થાય તે.

૫૩. રતિ—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ રતિ ઉત્પન્ન થાય તે.

૫૪. અરતિ—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ અરતિ ઉત્પન્ન થાય તે.

૫૫. શોક—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ શોક ઉત્પન્ન થાય તે.

૫૬. ભય—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ કોઈ પણ પ્રકારનો ભય ઉત્પન્ન થાય તે.

૫૭. દુગંછા—જેના ઉદયથી જીવને સકારણ કે નિષ્કારણ દુગંછા ઉત્પન્ન થાય તે.

ત્રણ વેદ – (૫૮–૬૦)

૫૮. પુરુષવેદ—જેના ઉદયથી પુરુષને ભોગવવાની ઇચ્છા થાય તે. આનો ઉદય ઘાસના અગ્નિ સરખો છે.

૫૯. સ્ત્રીવેદ—જેના ઉદયથી સ્ત્રીને પુરુષ ભોગવવાની ઇચ્છા થાય તે. આનો ઉદય બકરીની લીંડીઓના અગ્નિ સરખો છે.

૬૦. નપુંસકવેદ—જેના ઉદયથી નપુંસકને સ્ત્રી અને પુરુષ બન્ને ભોગવવાની ઇચ્છા થાય તે. આનો ઉદય નગરના દાહ સરખો છે.

૬૧. તિર્યંચગતિ (નામકર્મ)—જેના ઉદયથી જીવ તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય તે.

૬૨ તિર્યંચાનુપૂર્વી (નામકર્મ) — જેના ઉદયથી મૃત્યુ બાદ બીજી ગતિમા જતા જીવને બળદની નાથની જેમ તિર્યંચગતિમા લઈ જાય તે

૬૩ એકેન્દ્રિયજાતિ (નામકર્મ) — જેના ઉદયથી જીવને એકેન્દ્રિયપણુ પ્રાપ્ત થાય તે
[દષ્ટાંત – પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ]

૬૪ બે ઇન્દ્રિયજાતિ (નામકર્મ) — જેના ઉદયથી જીવને બે ઇન્દ્રિયપણું પ્રાપ્ત થાય તે
[દષ્ટાંત — શંખ, કોડા, મોટા કરમિયા, જળો, અક્ષ, અળસિયા, લાળિયા જીવ, લાકડાના કીડા, કરમિયા, પોરા, છીપ અને વાળા વગેરે

૬૫ તેઈન્દ્રિયજાતિ (નામકર્મ) — જેના ઉદયથી જીવને ત્રણ ઇન્દ્રિયપણુ પ્રાપ્ત થાય તે
[દષ્ટાંત–કાનખજુરા, માકણ, જુ, લીખ, કીડી, ઊધેઈ મકોડા, ધાન્યની ઇયળ, ઘીમેલ, સવા, ગીંગોડાની જાતિ, ઉત્તિગા, વિષ્ટાના કીડા, છાણના કીડા, ધનેડા, કુંથુઆ, ગોપાલિક, ખાડની ઇયલ, ઇંદ્રગોપ અને ચાચડ વગેરે ]

૬૬ ચઉરિંદ્રિય જાતિ (નામકર્મ) — જેના ઉદયથી જીવને ચાર ઇન્દ્રિયપણુ પ્રાપ્ત થાય તે
[દષ્ટાંત – વીંછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, માંખી, ડાસ, મચ્છર, કંસારી, કરોળિયા, અને ખડમાંકડી વ૦]

૬૭ અશુભ વિહાયોગતિ (નામકર્મ) — જેના ઉદયથી

જીવને ઊંટ તથા ગધેડા વગેરેની જેમ ચાલવાની અશુભ ગતિ પ્રાપ્ત થાય તે.

૬૮. ઉપઘાત (નામકર્મ)—જેના ઉદયથી જીવને રસોળી, પડજીભી, ચોરદાંત આદિ પોતાના અવયવો વડે પોતે જ હણાય તે.

૬૯. અપ્રશસ્ત વર્ણ (નામકર્મ)—જેના ઉદયથી શરીરે નીલ તથા કૃષ્ણરૂપ અશુભ વર્ણ પ્રાપ્ત થાય તે.

૭૦. અપ્રશસ્ત ગંધ (નામકર્મ)–જેના ઉદયથી જીવને દુરભિ ગંધ રૂપ અશુભ ગંધની પ્રાપ્તિ થાય તે.

૭૧. અપ્રશસ્ત રસ (નામકર્મ)—જેના ઉદયથી જીવને તિક્ત (કડવા) તથા કટુ(તીખા)રૂપ અશુભ રસની પ્રાપ્તિ થાય તે.

૭૨. અપ્રશસ્ત સ્પર્શ (નામકર્મ)—જેના ઉદયથી જીવને ભારે, લૂખો, ખરબચડો અને શીત સ્પર્શરૂપ અશુભ સ્પર્શ પ્રાપ્ત થાય તે.

૭૩. ઋષભનારાચ સંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી બે બાજુ મર્કટબંધ અને તેની પર પાટો હોય, એવો જે અસ્થિ–હાડકાનો બંધ પ્રાપ્ત થાય તે.

૭૪. નારાચસંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી બંને તરફ મર્કટબંધ હોય, એવો જે હાડકાનો બંધ પ્રાપ્ત થાય તે.

૭૫. અર્ધનારાચ સંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી એક તરફ મર્કટબંધ અને બીજી તરફ ખીલી હોય, એવો જે હાડકાનો બંધ પ્રાપ્ત થાય તે.

૭૬ કીલિકા સંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી પરસ્પર મળેલા હાડકાને માત્ર ખીલીનો બંધ હોય તે

૭૭. છેવટ્ઠું સંઘયણ (નામકર્મ)—જેના ઉદયથી હાડકા પરસ્પર અડીને રહેલા હોય તે અથવા શરીરે તેલ વગેરે ચોળવા રૂપ સેવાની આવશ્યકતા રાખે તે.

૭૮ ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન (નામકર્મ)—જેના ઉદયથી વડની જેમ નાભિની ઉપરનું અંગ લક્ષણવંત હોય તે

૭૯ સાદિ સંસ્થાન (નામકર્મ)—જેના ઉદયથી નાભિની નીચેનું અંગ લક્ષણવંત હોય તે

૮૦ વામન સંસ્થાન (નામકર્મ)—જેના ઉદયથી ઉદર, હૃદય ને પીડ લક્ષણવંત હોય અને હાથ, પગ, માથુ ને ડોક વિલક્ષણ હોય અર્થાત્ પ્રમાણ હીન હોય તે

૮૧ કુબ્જ સંસ્થાન (નામકર્મ)—જેના ઉદયથી હાથ, પગ, માથુ ને ડોક પ્રમાણોપેત હોય અને ઉદર, હૃદય ને પીઠ પ્રમાણહીન હોય તે

૮૨ હુંડક સંસ્થાન (નામકર્મ) – જેના ઉદયથી દેહના સર્વ અવયવો પ્રમાણ રહિત હોય તે

[ આ રીતે આત્માને પાપતત્ત્વ ૮૨ પ્રકારે ભોગવાય છે ]

પ્રશ્ન— અરે જીવ ! તને મિથ્યાત્વાદિક હેતુએ કરીને કેટલી અને કઈ કઈ ક્રિયાઓ દ્વારા કર્મનું આગમન થાય છે?

ઉત્તર— પચીશ ક્રિયાઓ દ્વારા કર્મનું આગમન – આવવું થાય છે. તે ક્રિયાઓ આ રીતે છે—

૧. કાયિકી ક્રિયા – જયણા વિના કાયાને કોઈ પણ કાર્યમાં પ્રવર્તાવતાં જે ક્રિયા લાગે તે.

૨. અધિકરણિકી ક્રિયા – ઘંટી વગેરે અધિકરણો – સાધનો દ્વારા જીવોનો વિનાશ કરવાથી જે ક્રિયા લાગે તે.

૩. પ્રાદ્વેષિકી ક્રિયા – ચેતન – જીવ અને અચેતન – અજીવ ઉપર દ્વેષ કરવાથી જે ક્રિયા લાગે તે.

૪. પારિતાપિકી ક્રિયા – પોતાને અને પરને પરિતાપ ઉપજાવવાથી જે ક્રિયા લાગે તે.

૫. પ્રાણાતિપાતિકી ક્રિયા – એકેન્દ્રિય વગેરે કોઈ પણ જીવને હણવાથી કે હણાવવાથી જે ક્રિયા લાગે તે.

૬. આરંભિકી ક્રિયા – કૃષી – ખેતી વગેરેના આરંભ – સમારંભના કાર્યો કરવાથી કે કરાવવાથી જે ક્રિયા લાગે તે.

૭. પારિગ્રાહિકી ક્રિયા – ધનધાન્યાદિક મેળવતાં અને તેના પર મોહ – મૂર્ચ્છા કે મમતા રાખવાથી જે ક્રિયા લાગે તે.

૮. માયાપ્રત્યયિકી ક્રિયા – કપટ – છળ કે પ્રપંચ વડે બીજાને છેતરવાથી જે ક્રિયા લાગે તે.

૯ મિથ્યાદર્શનપ્રત્યયિકી ક્રિયા– જિનવચનમા અશ્રદ્ધા કરવાથી, તેમજ વિપરીત પ્રરૂપણા કરવાથી જે ક્રિયા લાગે તે.

૧૦ અપ્રત્યાખ્યાનિકી ક્રિયા – પચ્ચક્ખાણ નહિ કરવાથી જે સમસ્ત વસ્તુની ક્રિયા લાગે તે

૧૧. દૃષ્ટિકી ક્રિયા – કૌતુક – કુતૂહલથી સર્પ, સિંહ, હાથી, રીંછ, વાઘ, વાનર અને અશ્વ વગેરે જોવાથી જે ક્રિયા લાગે તે

૧૨ સ્પૃષ્ટિકી( પૃચ્છિકી )ક્રિયા –રાગ વગેરેના વશથી સ્ત્રી, પુરુષ કે સુકુમાર વસ્તુ આદિને સ્પર્શવાથી જે ક્રિયા લાગે તે સ્પૃષ્ટિકી, અને રાગાદિકથી પૂછવા વડે જે ક્રિયા લાગે તે પૃચ્છિકીક્રિયા કહેવાય છે

૧૩ પ્રાતિત્યકી ક્રિયા – બીજાને ઘેર હાથી, અશ્વ વગેરે દેખી તેના પર ઈર્ષ્યા કરવાથી જે ક્રિયા લાગે તે

૧૪ સામતોપનિપાતિકી ક્રિયા – પોતાના અશ્વ વગેરેને જોવા આવેલા લોકોને પ્રશંસા કરતા સાભળીને હર્ષ થવાથી, અથવા ઘી ને તેલ વગેરેના ભાજન ઉઘાડા મૂકવાથી જે ક્રિયા લાગે તે

૧૫ નૈશસ્ત્રિકી ક્રિયા – રાજા વગેરેના હુકમથી યત્ર, શસ્ત્રઆદિ ઘડાવવાથી જે ક્રિયા લાગે તે

૧૬. સ્વાહસ્તિકી ક્રિયા – નોકરને કરવા લાયક કાર્ય અભિમાનપૂર્વક પોતાના હાથે કરવાથી જે ક્રિયા લાગે તે.

૧૭. આનયનિકી (આજ્ઞાપનિકી) ક્રિયા — જીવ પાસે કંઈ પણ મંગાવવાથી, અથવા જીવ કે અજીવને આજ્ઞા કરવાથી જે ક્રિયા લાગે તે.

૧૮. વિદારણિકી ક્રિયા — જીવ કે અજીવને દ્વેષપૂર્વક વિદારવાથી–ફાડવાથી અથવા કોઈના પણ અછતા દોષોને કહીને તેની આબરૂને ધક્કો લગાડવાથી જે ક્રિયા લાગે તે.

૧૯. અનાભોગિકી ક્રિયા — ઉપયોગ રાખ્યા વગર શૂન્યપણે બેસતાં, ઊઠતાં કે ગમનાગમનાદિક કરતાં જે ક્રિયા લાગે છે.

૨૦ અનવકાંક્ષાપ્રત્યયિકી ક્રિયા—શ્રીવીતરાગદેવે કથન કરેલ વિધિમાં અનાદર આદિ કરવાથી અથવા આલોક અને પરલોક વિરુદ્ધ કાર્ય કરવાથી જે ક્રિયા લાગે તે.

૨૧ પ્રાયોગિકી ક્રિયા—મન, વચન ને કાયાના અશુભ વ્યાપારથી જે ક્રિયા લાગે તે.

૨૨. સમાદાનિકી ક્રિયા — જે પ્રવૃત્તિમાં આઠે કર્મનું સમૂહપણે ગ્રહણ થાય એવી કોઈ પણ પાપ-પ્રવૃત્તિ કરવાથી, અથવા ફાંસીના લાકડે ચઢાવતા કોઈ પણ માનવને જોવા જનારા સમસ્તને જે ક્રિયા લાગે તે.

૨૩ પ્રેમિકી ક્રિયા — માયા અને લોભપૂર્વક પરને પ્રેમ ઉપજાવવાથી જે ક્રિયા લાગે તે

૨૪ દ્વેષિકી ક્રિયા — ક્રોધ અને માનપૂર્વક ગર્વભર્યાં વચન બોલવાથી બીજાને દ્વેષ ઉત્પન્ન થાય તે

૨૫ ઇર્યાપથિકી ક્રિયા — ગમનાગમન કરતા ( જતા આવતા) જે યોગ વડે બે સમયનો બંધ થાય તે

[ ૨૩૪ ]

પ્રશ્ન— અરે જીવ! તું ગર્ભજ મનુષ્યના કયા કયા અશુચિ પદાર્થમા કેટલીવાર ઉત્પન્ન થયો ?

ઉત્તર— (૧) વિષ્ટામા, (૨) પેશાબમા (૩) શ્લેષ્મ-ગળફામા (૪) લીંટમા, (૫) વમન-ઊલટીમા, (૬) પિત્તમા, (૭) રુધિર-લોહીમા, (૮) શુક્ર-વીર્યમા, (૯) શબ-મુડદામા, (૧૦) પરૂમા, (૧૧) સ્ત્રી-પુરુષના સયોગમા, (૧૨) સ્ખલિત થયેલા વીર્યમા, (૧૩) નગરની ખાળમા, અને (૧૪) બીજા બધા અપવિત્ર સ્થળોમા
ઉપર્યુક્ત ચૌદે સ્થાનમા અનતીવાર ઉત્પન્ન થયો

[ ૨૩૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે કઈ કઈ કથાનો ત્યાગ કરવો જોઈએ ?

ઉત્તર— સાત પ્રકારની વિકથાઓનો તે આ પ્રમાણે —
(૧) સ્રીકથા, (૨) ભક્તકથા, (૩) દેશકથા, (૪) રાજ કથા, (૪) મૃદુકારુણિકી, (૬) દર્શનભેદિની, અને (૭) ચારિત્રભેદિની

[ ૨૩૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારે દ્રવ્યપ્રાણ કેટલા અને ભાવપ્રાણ કેટલા?

ઉત્તર— દ્રવ્યપ્રાણ દશ [ પાંચ ઇન્દ્રિય, ત્રણ યોગ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય ] અને ભાવપ્રાણ ત્રણ [ દર્શન, જ્ઞાન, ચારિત્ર ] છે.

[ ૨૩૭ ]

પ્રશ્ન— અરે જીવ! તું એક આઠ પહોરી (દિવસ-રાતનો) પૌષધ કરતાં દેવભવનું કેટલું આયુષ્ય બાંધે છે?

ઉત્તર— સત્તાવીશ અબજ, સિત્તોતેર ક્રોડ, સિત્તોતેર લાખ, સિત્તોતેર હજાર, સાતસો સિત્તોતેર પલ્યોપમ અને પલ્યોપમના સાત-નવમાશનું.

( ૨૭૭૭૭૭૭૭૭૭૭$\frac{7}{9}$ પલ્યોપમનું. )

[ ૨૩૮ ]

પ્રશ્ન— અરે જીવ! તારે જગતમાં ઉત્પન્ન થવાની જીવયોનિ કેટલી છે?

ઉત્તર— ચોરાશીલાખ જીવયોનિ. તે આ રીતે—

૧. સાત લાખ પૃથ્વીકાયની.
૨. ,, અપ્કાયની.
૩. ,, તેઉકાયની.
૪. ,, વાઉકાયની.
૫. દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાયની.
૬. ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાયની.
૭. બે લાખ બે ઇંદ્રિયની.

૮ બે લાખ તેઇંદ્રિયની
૯ બે લાખ ચઉરિંદ્રિયની
૧૦. ચાર લાખ દેવતાની.
૧૧ ચાર લાખ નારકીની
૧૨ ચાર લાખ તિર્યંચ પચેંદ્રિયની
૧૩. ચૌદ લાખ મનુષ્યની

[આ રીતે કુલ ૮૪,૦૦૦૦૦ લાખ જીવયોનિ સમજવી.]

[ ૨૩૬ ]

પ્રશ્ન— અરે જીવ! તારે આરાધવાનો ધર્મ કેટલા પ્રકારનો છે?

ઉત્તર— અહિંસા-દયા વડે એક પ્રકારનો, જ્ઞાન અને ક્રિયા વડે બે પ્રકારનો, જ્ઞાન, દર્શન અને ચારિત્ર વડે ત્રણ પ્રકારનો, દાન, શીલ, તપ અને ભાવ વડે ચાર પ્રકારનો; પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ-વિરમણ વ્રત વડે પાંચ પ્રકારનો; પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છ જીવનિકાયના રક્ષણ કરવા વડે છ પ્રકારનો, નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નય વડે સાત પ્રકારનો, ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભંડમત્તનિક્ષેપણાસમિતિ, પારિષ્ઠાપનિકાસમિતિ, મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ આઠ પ્રવચનમાતા વડે આઠ પ્રકારનો; જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વ વડે નવ પ્રકારનો, અને ક્ષમા, માર્દવ,

આર્જવ, મુક્તિ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનત્વ, અને બ્રહ્મચર્ય એ દશ શુભ ગુણ વડે દશ પ્રકારનો છે.

[ ૨૪૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તું સમભાવે એક સામાયિક કરતાં દેવભવનું કેટલું આયુષ્ય બાંધે ?

ઉત્તર— બાણું ક્રોડ, ઓગણસાઈઠ લાખ, પચીશ હજાર નવસો પચીશ અને ત્રણ અષ્ટમાંશ.

( ૯૨૫૯૨૫૯૨૫⅜ ) પલ્યોપમનું.

[ ૨૪૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારે ધર્મરત્નપ્રાપ્તિને લાયક કેટલા ગુણ કેળવવા જોઈએ ?

ઉત્તર— એકવીશ. તે આ રીતે—

૧. અક્ષુદ્રપણું—(સ્વ–પરનો ઉપકાર કરવામાં શક્તિમાન હોય, ગંભીરતાવાળો હોય અને બુદ્ધિની નિપુણતા યુક્ત હોય. ) [દૃષ્ટાંત–નારદની જેમ]

૨. રૂપવાન્—( સંપૂર્ણ અંગોપાંગવાળો, પાંચે ઇન્દ્રિયો વડે સુંદર અને સુસંઘયણવાન હોય તે ) [ દૃષ્ટાંત–ચંદનબાળાની જેમ ]

૩. પ્રકૃતિસૌમ્ય – ( સ્વભાવથી જ સૌમ્યપ્રકૃતિવાળો હોય તે. ) [ દૃષ્ટાંત–અંગર્ષિની જેમ ]

૪. લોકપ્રિય — ( આલોક અને પરલોકમાં વિરુદ્ધ કાર્ય સેવનાર ન હોય, તથા દાન, વિનય અને શીલે કરી યુક્ત હોય તે. ) [ દૃષ્ટાંત–સુજાતની જેમ. )

૫ અક્રૂર — ( મત્સરાદિકથી જેના પરિણામ દૂષિત ન હોય તે )

૬ પાપભીરુ — ( આલોક અને પરલોકના અપાય-કષ્ટનો વિચારક હોય, અને અપયશના કલંકથી બીતો હોય તે ) [ દષ્ટાંત-કાલસૌકરિક કસાઈના પુત્ર સુલસની જેમ ]

૭ અશઠ — ( અન્યને ઠગનાર ન હોય તે )

૮. સુદાક્ષિણ્યતાવાન્ — (સારા દક્ષિણ્ય ગુણવાળો હોય તે ) [ દષ્ટાંત-ક્ષુલ્લક કુમારની જેમ ]

૯. લજ્જાળુ — ( અકાર્યને દૂરથી વર્જનાર હોય, સદાચારનું આચરણ કરનાર હોય અને સ્વીકારેલ વ્રતને કોઈ પણ પ્રકારે મૂકનાર ન હોય તે ) [ દષ્ટાંત-આર્યરુદ્રસૂરિશિષ્યની જેમ ]

૧૦ દયાળુ — ( પ્રાણીઓ-જીવોની રક્ષા કરનાર હોય તે.) [ દષ્ટાંત-ધર્મરુચિની જેમ ]

૧૧ મધ્યસ્થ અને સૌમ્યદૃષ્ટિવાન્— ( કોઈ પણ દર્શન ઉપર પક્ષપાત ન હોય અને દ્વેષ રહિત મનોહર દૃષ્ટિ જેને હોય તે ) [ દષ્ટાંત-સોમવસુ દ્વિજની જેમ ]

૧૨. ગુણાનુરાગી — (ગુણનો અનુરાગી-પ્રેમી હોય તે ) [ દષ્ટાંત-ધનસાર્થવાહ અને વંકચૂલની જેમ ]

૧૩ સત્કથ — (ઉત્તમ કથાવાળો હોય તે, અર્થાત્ જેને ધર્મકથા પ્રિય હોય તે.)

૧૪. સુપક્ષયુક્ત — (જેનો પરિવાર અનુકૂળ, ધાર્મિક અને સદાચારવાન્ હોય તે સુપક્ષ કહેવાય છે. એવા સુપક્ષવાળો હોય તે.)

૧૫. સુદીર્ઘદર્શી — (સારી રીતે પરિણામનો વિચાર કરીને સુંદર કાર્યને કરનાર હોય તે.) [દૃષ્ટાંત–ધનશ્રેષ્ઠીની જેમ.]

૧૬. વિશેષજ્ઞ — (પક્ષપાત કર્યા વિના ગુણ–દોષની વિશેષતાને જાણનાર હોય તે.)
[દૃષ્ટાંત–સુંદરીનંદની જેમ.]

૧૭. વૃદ્ધાનુગ — (ઠરેલ–પરિપક્વ બુદ્ધિવાળા પુરુષને સેવનાર–અનુસરનાર હોય તે.)

૧૮. વિનીત — (ગુણો વડે વડીલોનું ગૌરવ કરનાર હોય તે) [દૃષ્ટાંત–પુષ્પશાલના પુત્ર ફળશાલની જેમ.]

૧૯. કૃતજ્ઞ — (પોતાની તરફ થયેલ પરના ઉપકારને ભૂલનાર ન હોય તે.)
[દૃષ્ટાંત–રતિસાર રાજાના ભીમ પુત્રની જેમ.]

૨૦. પરહિતાર્થકારી — (નિઃસ્પૃહવૃત્તિથી બદલા કે આશા સિવાય પરનું હિત કરનાર હોય તે.)
[દૃષ્ટાંત–વિજયની જેમ.]

૨૧. લબ્ધલક્ષ્ય — (જેણે શીખવાલાયક અનુષ્ઠાન પ્રાપ્ત કર્યાની જેમ પ્રાપ્ત કર્યું હોય તે.)
[દૃષ્ટાંત–આર્યરક્ષિતની જેમ.]

ઉપર્યુક્ત ૨૧ ગુણોથી યુક્ત આત્મા ધર્મરત્નની પ્રાપ્તિને લાયક છે

[ ૪૨ ]

પ્રશ્ન— અરે જીવ તારુ લક્ષણ કેટલા પ્રકારે છે?

ઉત્તર— જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ છ પ્રકારે છે તે આ રીતે—

૧ જ્ઞાન — મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ અને કેવલજ્ઞાન તથા મતિ શ્રુતઅજ્ઞાન ને વિભગજ્ઞાન. એ આઠમાથી એક કે વધુ જેમા હોય તે

૨ દર્શન — ચક્ષુ, અચક્ષુ, અવધિ ને કેવલદર્શન એ ચારમાથી એક કે વધુ જેમાં હોય તે

૩ ચારિત્ર — સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સુક્ષ્મસપરાય, યથાખ્યાત, દેશવિરતિ અને અવિરતિ એ સાતમાથી એક કે વધુ જેમા હોય તે

૪ તપ — છ પ્રકારના બાહ્ય અને છ પ્રકારના અભ્યતર તપમાથી એક કે વધુ જેમા હોય તે

૫ વીર્ય — લબ્ધિબળ (આત્માનું બળ) અને કરણ બળ (ઈન્દ્રિયોનું બળ) એ બે ભેદમાથી એક કે વધુ જેને હોય તે

૬ ઉપયોગ — પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, અને ચાર દર્શન એ બાર ઉપયોગમાંથી અલ્પ કે વધુ જેને હોય તે

પ્રશ્ન— અરે જીવ! તારે બાહ્ય તપ અને અભ્યંતર તપ કેટલા પ્રકારે કરવાનો?

ઉત્તર— બાહ્ય તપ છ પ્રકારનો અને અભ્યંતર તપ પણ છ પ્રકારનો. તે આ પ્રમાણે— [ છ પ્રકારનો બાહ્ય તપ– ]

૧. અનશન તપ — અલ્પ કાલ માટે કે યાવજ્જીવ પર્યંત ચારે પ્રકારનાં અશન, પાન, ખાદિમ અને સ્વાદિમરૂપ આહારનો જે ત્યાગ કરવો તે. અર્થાત્ ઉપવાસ આદિ કરવા તે.

૨. ઉણોદરિકા તપ — ભૂખ કરતાં કાંઇક ઓછું ખાવું તે. અર્થાત્ બે–ચાર કોળિયા ઉણા રહેવું તે.

૩. વૃત્તિસંક્ષેપ — આજીવિકાનો સંક્ષેપ કરવો, તથા અભિગ્રહ કરવો અને ચૌદ નિયમ ધારવા તે.

૪. રસત્યાગ — દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પક્વાન્ન એ છયે વિગઇમાંથી કોઈ પણ એક કે અધિક વિગઈનો ત્યાગ કરવો તે.

૫. કાયક્લેશ — લોચ તથા કાઉસ્સગ્ગ આદિ દ્વારા દેહને દમન કરવું તે. અર્થાત્ લોચ આદિ કષ્ટ સહન કરવાં તે.

૬. સંલીનતા — અંગોપાંગ સંકોચી રાખવાં તે.

[ છ પ્રકારનો અભ્યંતર તપ– ]

૧ પ્રાયશ્ચિત્ત — લાગેલા દોષોની શુદ્ધિ અર્થે ગુરુ પાસે આલોયણા લેવી, અને તે દ્વારા તપ વગેરે કરવાં તે

૨. વિનય તપ — જ્ઞાનીનો અને જ્ઞાનાદિકનો વિનય કરવો તે

૩ વૈયાવૃત્ય ( વેયાવચ્ચ ) તપ — આચાર્ય પ્રમુખ દશની સેવા-ભક્તિ કરવી તે

૪ સ્વાધ્યાય તપ — (૧) વાચના (૨) પૃચ્છના (૩) પરાવર્તના (૪) અનુપ્રેક્ષા અને (૫) ધર્મકથા એ પાચ પ્રકારે સ્વાધ્યાય કરવો તે

૫ ધ્યાન તપ — આર્તધ્યાન અને રૌદ્રધ્યાન તજીને ધર્મધ્યાન અને શુકલધ્યાનમાં વર્ત્તવું તે

૬ કાયોત્સર્ગ તપ — કર્મના ક્ષય નિમિત્તે કાઉસ્સગ્ગ કરવો તે

[ ૨૪૪ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા જન્મ ને મરણ કયા કયા થાય છે ?

ઉત્તર— ચૌદ રાજલોકમા સર્વ સ્થળે

[ ૨૪૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી ઉત્કૃષ્ટ સ્થિતિ અને જઘન્ય સ્થિતિ પૃથ્વીકાય વગેરેમા કેટલી કેટલી હોય ?

ઉત્તર—

| | ઉત્કૃષ્ટસ્થિતિ- | જઘન્યસ્થિતિ- |
|---|---|---|
| ૧ | પૃથ્વીકાયમા ( પૃથ્વીઆદિ રૂપે ) બાવીશ હજાર [૨૨૦૦૦] વર્ષની | અતર્મુહુર્તની |

| | |
|---|---|
| ૨. અપ્કાયમાં (પાણીરૂપે) સાત હજાર [૭૦૦૦] વર્ષની. | અંતર્મુહૂર્તની |
| ૩. તેઉકાયમાં (અગ્નિરૂપે) ત્રણ અહોરાત્રિની. | " |
| ૪. વાઉકાયમાં (પવનરૂપે) ત્રણ હજાર [૩૦૦૦] વર્ષની. | " |
| ૫. પ્રત્યેક વનસ્પતિકાયમાં (વનસ્પતિરૂપે) દશ હજાર [૧૦૦૦૦] વર્ષની. | " |
| ૬. બે ઇન્દ્રિયમાં ( શંખ વગેરે રૂપે ) બાર [૧૨] વર્ષની. | " |
| ૭. તેઈન્દ્રિયમાં ( કીડી વગેરેરૂપે ) ઓગણપચાશ [૪૯] દિવસની. | " |
| ૮. ચઉરિન્દ્રિયમાં ( માખી વગેરેરૂપે ) છ [૬] માસની. | " |
| ૯. ગર્ભજ મત્સ્ય, ઉરપરિસર્પ અને ભુજપરિસર્પરૂપે પૂર્વ ક્રોડ વર્ષની. | " |
| ૧૦. ગર્ભજ પક્ષીરૂપે પલ્યોપમના અસંખ્યાતમા ભાગની. | " |
| ૧૧. ગર્ભજ ચતુષ્પદરૂપે ત્રણ પલ્યોપમની. | " |
| ૧૨. સંમૂર્ચ્છિમ મત્સ્યરૂપે પૂર્વ ક્રોડ વર્ષની | " |
| ૧૩. સંમૂર્ચ્છિમ ચતુષ્પદરૂપે ૮૪૦૦૦ વર્ષની | " |

| | |
|---|---|
| ૧૪ સમૂચ્છિંમ પક્ષીરૂપે ૭૨૦૦૦ વર્ષની | અંતર્મુહૂર્તની |
| ૧૫ સમૂર્ચ્છિમ ઉરપરિસર્પરૂપે ૫૩૦૦૦ વર્ષની | ” |
| ૧૬ સમૂચ્છિંમ ભુજપરિસર્પરૂપે ૪૨૦૦૦ વર્ષની | ” |
| ૧૭ ગર્ભજ મનુષ્યરૂપે ત્રણ પલ્યોપમની | ” |
| ૧૮ સમૂચ્છિંમ મનુષ્યરૂપે અંતર્મુહૂર્તની | ” |
| ૧૯ રત્નપ્રભા (ઘમ્મા)મા નારકીરૂપે એક સાગરોપમની, | ” |
| ૨૦. શર્કરાપ્રભા (વંશા)મા નારકીરૂપે | ત્રણ સાગરોપમની |
| ૨૧ વાલુકાપ્રભા (સેલા)મા નારકીરૂપે સાત સાપરોપમની, | ” |
| ૨૨ પંકપ્રભા (અંજના) મા નારકીરૂપે દગ સાગરોપમની, | સાત સાગરોપમની |
| ૨૩ ધૂમપ્રભા (રિઠ્ઠા)મા નારકીરૂપે સત્તર સાગરોપમની, | ” |
| ૨૪ તમપ્રભા (મઘા)મા નારકીરૂપે બાવીશ સાગરોપમની, | સત્તર સાગરોપમની |
| ૨૫. તમસ્તમપ્રભા (માઘવતી)મા નારકીરૂપે તેત્રીશ સાગરોપમની, | બાવીશ સાગરોપની |
| ૨૬. અસુરકુમાર (ભવનપતિ) દેવરૂપે એક સાગરોપમ અધિકની, | દશ હજાર વર્ષની |

| | |
|---|---|
| ૨૭. પરમાધામી રૂપે એક સાગરોપમ અધિકની, | દશ હજાર વર્ષની |
| ૨૮. નાગકુમારાદિ દેવરૂપે દેશ ઉણું બે પલ્યોપમની, | ” |
| ૨૯. વ્યંતરરૂપે એક પલ્યોપમની, | ” |
| ૩૦. વાણુવ્યંતરરૂપે એક પલ્યોપમની, | ” |
| ૩૧. તિર્યગ્જૃંભકરૂપે એક પલ્યોપમની, | ” |
| ૩૨. ચંદ્રરૂપે એક પલ્યો૦ એકલાખ વર્ષની, | નથી. |
| ૩૩. સૂર્યરૂપે એક પલ્યો૦ એકહજાર વર્ષની, | ” |
| ૩૪. ગ્રહરૂપે એક પલ્યોપમની, | ” |
| ૩૫. નક્ષત્રરૂપે ૦॥ પલ્યોપમની, | ” |
| ૩૬. તારારૂપે ૦। પલ્યોપમની, | ” |
| બાર દેવલોક — | |
| ૩૭. પહેલા સૌધર્મ દેવલોકવાસીરૂપે બે સાગરોપમની, | એક પલ્યોપમની |
| ૩૮. બીજા ઈશાન દેવલોકવાસીરૂપે બે સાગરોપમથી અધિકની, | એક પલ્યોપમથી અધિકની |
| ૩૯. ત્રીજા સનત્કુમાર દેવલોકવાસીરૂપે સાત સાગરોપમની, | બે સાગરોપમની |
| ૪૦. ચોથા માહેન્દ્ર દેવલોકવાસીરૂપે અધિકની. | બે સાગરોપમની અધિકની |

| | |
|---|---|
| ૪૧ પાચમા બ્રહ્મ દેવલોકવાસીરૂપે દશ સાગરોપમની, | સાત સાગરોપમની |
| ૪૨ છઠ્ઠા લાતક દેવલોકવાસીરૂપે ચૌદ સાગરોપમની, | દશ સાગરોપમની |
| ૪૩ સાતમા મહાશુક્ર દેવલોકવાસીરૂપે ચૌદ સાગરોપમની, | ચૌદ સાગરોપમની |
| ૪૪ આઠમા સહસ્રાર દેવલોકવાસીરૂપે અઢાર સાગરોપમની, | સત્તર સાગરોપમની |
| ૪૫ નવમા આનત દેવલોકવાસીરૂપે ઓગણીશ સાગરોપમની, | અઢાર સાગરોપમથી |
| ૪૬ દશમા પ્રાણુત દેવલોકવાસીરૂપે વીશ સાગરોપમની, | ઓગણીશ સાગરોપમની |
| ૪૭ અગિયારમા આરણ દેવલો કવાસી રૂપે એકવીશ સાગરોપમની, | વીશ સાગરોપમની |
| ૪૮ બારમા અચ્યુત દેવલોકવાસીરૂપે બાવીશ સાગરોપમની, | એકવીશ સાગરોપમની |
| નવગ્રૈયક — | |
| ૪૯ પહેલા સુદર્શન ગ્રૈવેયકવાસીરૂપે તેવીશ સાગરોપમની | બાવીશ સાગરોપમની |
| ૫૦ બીજા સુપ્રતિબદ્ધ ગ્રૈવેયકવાસીરૂપે ચોવીશ સાગરોપમની | તેવીશ સાગરોપમની |
| ૫૧ ત્રીજા મનોરમ ગ્રૈવેયકવાસીરૂપે પચીમ સાગરોપમની | ચોવીશ સાગરોપમની |

| | |
|---|---|
| ૫૨. ચોથા સર્વતોભદ્ર ગ્રૈવેયકવાસીરૂપે છવ્વીશ સાગરોપમની | પચીશ સાગરોપમની |
| ૫૩. પાંચમા વિશાલ ગ્રૈવેયકવાસીરૂપે સત્તાવીશ સાગરોપમની | છવ્વીશ સાગરોપમની |
| ૫૪. છઠ્ઠા સુમન ગ્રૈવેયકવાસીરૂપે અઠ્ઠાવીશ સાગરોપમની | સત્તાવીશ સાગરોપમની |
| ૫૫. સાતમા સૌમનસ ગ્રૈવેયકવાસીરૂપે ઓગણત્રીશ સાગરોપમની | અઠ્ઠાવીશ સાગરોપમની |
| ૫૬. આઠમા પ્રીતિકર ગ્રૈવેયકવાસીરૂપે ત્રીશ સાગરોપમની | ઓગણત્રીશ સાગરોપમની |
| ૫૭. નવમા આદિત્ય ગ્રૈવેયકવાસીરૂપે એકત્રીશ સાગરોપમની | ત્રીશ સાગરોપમની |
| પાંચ અનુત્તર— | |
| ૫૮-૬૧. વિજય-વિજયવંત જયંત-અપરાજિત ગ્રૈવેયકવાસીરૂપે તેત્રીશ સાગરોપમની | એકત્રીશ સાગરોપમની |
| ૬૨. સર્વાર્થસિદ્ધ ગ્રૈવેયકવાસીરૂપે તેત્રીશ સાગરોપમની | તેત્રીશ સાગરોપમની |

[ ૨૪૫ ]

પ્રશ્ન— અરે જીવ ! તારી પૃથ્વીકાય વગેરેમાં કાયાની અવગાહના કેટલી કેટલી હોય ?

ઉત્તર— ૧. પૃથ્વીકાયમાં– અંગુલના અસંખ્યાતમા ભાગની

૨. અપ્કાયમાં– ”

૩ તેઉકાયમાં- અંગુલના અસંખ્યાતમા ભાગની
૪ વાયુકાયમા- „
૫. સાધારણ વનસ્પતિકાયમા- „
૬ પ્રત્યેક વનસ્પતિકાયમા-૧૦૦૦ યોજન અધિકની.
૭ બેઇન્દ્રિયમા- ૧૨ યોજનની
૮ તેઇન્દ્રિયમા- ૩ ગાઉની
૯ ચઉરિન્દ્રિયમા- ૧ યોજનની
૧૦ ગર્ભજ જલચરમા- ૧૦૦૦ યોજનની
૧૧ ગર્ભજ ચતુષ્પદમા- ૬ ગાઉની
૧૨ ગર્ભજ ખેચરમા- ૨ થી ૯ ધનુષ્યની.
૧૩ ગર્ભજ ઉર પરિસર્પમા- ૧૦૦૦ યોજનની
૧૪ ગર્ભજ ભુજપરિસર્પમા- ૨ થી ૯ ગાઉની
૧૫ સમૂર્ચ્છિમ જલચરમાં- ૧૦૦૦ યોજનની
૧૬ ચતુષ્પદમા- ૨ થી ૯ ગાઉની
૧૭ સમૂર્ચ્છિમ ખેચરમા- ૨ થી ૯ ધનુષ્યની
૧૮ સમૂર્ચ્છિમ ઉર પરિસર્પમા- ૨ થી ૯ યોજનની
૧૯ સમૂર્ચ્છિમ ભુજપરિસર્પમા- ૨ થી ૯ ધનુષ્યની
૨૦. ગર્ભજ મનુષ્યમા- ૩ ગાઉની
૨૧ સમૂર્ચ્છિમ મનુષ્યમા અંગુલના અસંખ્યાતમા ભાગની.

નરકમા—

૨૨ પહેલી રત્નપ્રભા નરકમા-ાા ધનુષ્ય ને ૬ આગળની.

૨૩. બીજી શર્કરાપ્રભા નરકમાં– ૧૫ાા ધનુષ્ય ને ૧૨ આંગળની.

૨૪. ત્રીજી વાલુકાપ્રભા નરકમાં– ૩૧ા ધનુષ્યની.

૨૫. ચોથી પંકપ્રભા નરકમાં– ૬૨ાા ”

૨૬. પાંચમી ધૂમપ્રભા નરકમાં– ૧૨૫ ”

૨૭. છઠ્ઠી તમઃપ્રભા નરકમાં– ૨૫૦ ”

૨૮. સાતમી તમસ્તમપ્રભા નરકમાં– ૫૦૦ ધનુષ્યની.

ભવનપતિમાં–

૨૯. અસુરકુમારરૂપે– ૭ હાથની.

૩૦. ૧૫ પરમાધામીરૂપે– ૭ હાથની

૩૧. ૯ નાગકુમારાદિરૂપે– ૭ હાથની

વ્યંતરમાં–

૩૨. ૮ વ્યંતરરૂપે– ૭ હાથની.

૩૩. ૮ વાણવ્યંતરરૂપે– ૭ હાથની

૩૪. ૧૦ તિર્યંગ્ જૃંભકરૂપે– ૭ હાથની.

જ્યોતિષ્કમાં–

૩૫. ચંદ્રરૂપે– ૭ હાથની.

૩૬. સૂર્યરૂપે– ૭ હાથની.

૩૭. ગ્રહરૂપે– ૭ હાથની.

૩૮. નક્ષત્રરૂપે– ૭ હાથની.

૩૯. તારારૂપે– ૭ હાથની.

બાર દેવલોકમા–

| | | |
|---|---|---|
| ૪૦ | પહેલા દેવલોકમા સૌધર્મવાસીરૂપે– | ૭ હાથની |
| ૪૧ | બીજા દેવલોકમાં ઇશાનવાસીરૂપે– | ૭ હાથની |
| ૪૨ | ત્રીજા દેવલોકમા સનત્કુમારવાસીરૂપે– | ૬ હાથની. |
| ૪૩ | ચોથા દેવલોકમા માહેન્દ્રવાસીરૂપે– | ૭ હાથની |
| ૪૪ | પાચમા દેવલોકમા બ્રહ્મવાસીરૂપે– | ૫ હાથની. |
| ૪૫ | છઠ્ઠા દેવલોકમા લાતકવાસીરૂપે– | ૫ હાથની |
| ૪૬ | સાતમા દેવલોકમા મહાશુક્રવાસીરૂપે– | ૪ હાથની. |
| ૪૭ | આઠમા દેવલોકમા સહસ્રારવાસીરૂપે– | ૪ હાથની |
| ૪૮ | નવમા દેવલોકમા આનતવાસીરૂપે– | ૩ હાથની. |
| ૪૯ | દશમા દેવલોકમા પ્રાણુતવાસીરૂપે– | ૩ હાથની |
| ૫૦ | અગિયારમા દેવલોકમા આરણુવાસીરૂપે– | ૩ હાથની |
| ૫૧ | બારમા દેવલોકમા અચ્યુતવાસીરૂપે– | ૩ હાથની |

નવ ગ્રૈવેયકમા–

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ | પહેલા | ગ્રૈવેયકમા | સુદર્શનવાસીરૂપે– | ૨ હાથની |
| ૫૨ | બીજા | ,, | સુપ્રતિબદ્ધવાસીરૂપે– | ,, |
| ૫૩ | ત્રીજા | ,, | મનોરમવાસીરૂપે– | ,, |
| ૫૪ | ચોથા | ,, | સર્વતોભદ્રવાસીરૂપે– | ,, |
| ૫૫ | પાંચમા | ,, | વિશાલવાસીરૂપે– | ,, |
| ૫૬ | છઠ્ઠા | ,, | સુમનવાસીરૂપે– | ૨ હાથની |
| ૫૭ | સાતમા | ,, | સોમનસવાસીરૂપે– | ,, |

[ ૨૪૭ ]

પ્રશ્ન— અરે જીવ ! તારામાં ઉત્પાદ (ઉત્પત્તિ), વ્યય (નાશ) અને ધ્રૌવ્ય (સ્થિરતા) કઈ રીતે ઘટે ?

ઉત્તર— જીવ દ્રવ્યમાં મનુષ્યત્વાદિ પર્યાયરૂપે જીવદ્રવ્યનો વ્યય, દેવતાદિ પર્યાયરૂપે ઉત્પાદ–ઉત્પત્તિ અને જીવત્વ સ્વરૂપે ધ્રૌવ્ય–સ્થિરતા ઘટી શકે છે.

[ ૨૪૮ ]

પ્રશ્ન— અરે જીવ ! તારો અને પુદ્દગલનો સંબંધ કેવો છે ?

ઉત્તર— ક્ષીરનીરના જેવો. અગ્નિમય બનેલા લોઢાના ગોળા જેવો.

[ ૨૪૯ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા આત્મપ્રદેશો કેટલા છે ?

ઉત્તર— અસંખ્યાતા.

[ ૨૫૦ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા એકેક આત્મપ્રદેશે કર્મવર્ગણા કેટલી છે ?

ઉત્તર— અનંતી.

[ ૨૫૧ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા દેહ પર રુવાંટીઓ કેટલી છે ?

ઉત્તર— સાડા ત્રણ ક્રોડ

[ ૨૫૨ ]

પ્રશ્ન— અરે જીવ ! તારા દેહ પરની એકેક રુવાંટીએ રોગો કેટલા છે ?

ઉત્તર— પોણા બબ્બે. કુલ સાત ક્રોડ રોગો છે.

પ્રશ્ન— અરે જીવ ! તું અંતે જે ચાહે છે એ વસ્તુ કઈ અને તેનો કેવી રીતે વિચાર કરાય છે ?

ઉત્તર— મોક્ષ, અને તેની નવ દ્વારથી વિચારણા કરાય છે અર્થાત્ મોક્ષતત્ત્વનો વિચાર ૯ ભેદોથી થાય છે તે આ રીતે—

૧ સત્પદપ્રરૂપણા દ્વાર– મોક્ષપદ એક છે અને તેની વિદ્યમાનતા છે, પણ આકાશકુસુમની જેમ અવિદ્યમાન નથી આ રીતે ૧૪ મૂળ માર્ગણા અને તેના ૬૨ ભેદથી જે પ્રરૂપણા કરવી તે.

૨ દ્રવ્યપ્રમાણ દ્વાર– સિદ્ધોના જીવ દ્રવ્યો કેટલા છે ? અર્થાત્ સિદ્ધના જીવોની સંખ્યા કેટલી છે ? [ અનંત છે ] એમ જે વિચારવું તે

૩ ક્ષેત્રદ્વાર– સિદ્ધના જીવો કેટલા ક્ષેત્રમાં રહેલા છે ? [ લોકાકાશના અસંખ્યાતમા ભાગ જેટલા ક્ષેત્રમાં એક સિદ્ધ અને સકલ સિદ્ધો પણ રહેલા છે ] એમ જે વિચારણા કરવી તે

૪ સ્પર્શનાદ્વાર– સિદ્ધના જીવો કેટલા આકાશ પ્રદેશને સ્પર્શીને રહેલા છે ? [ સાત આકાશ પ્રદેશને ૧ પરમાણુ, ૪ દિશા–ઊર્ધ્વ અને અધો એમ સાત આકાશ પ્રદેશની સ્પર્શના છે ] એવી જે વિચારણા કરવી તે

૫. સિદ્ધના જીવોની સ્થિતિ કેટલા કાળ સુધીની છે? [ એક સિદ્ધને આશ્રયી સાદિ અનંત, અને અનેક સિદ્ધને આશ્રયી અનાદિ અનંતકાળની છે ] એમ જે વિચારવું તે.

૬. અંતરદ્વાર– સિદ્ધના જીવોને પરસ્પર કેટલું અંતર છે? [ પડી જવાનો અભાવ હોવાથી સિદ્ધના જીવોને અંતર નથી. અર્થાત્ સિદ્ધના જીવોને પરસ્પર જરા પણ અંતર નથી ] એમ જે વિચારણા કરવી તે.

૭. ભાગદ્વાર– સિદ્ધના જીવો સંસારી જીવોના કરતાં કેટલામા ભાગે છે? [ સમસ્ત સંસારી જીવો કરતાં અનંતમે ભાગે તે સિદ્ધના જીવો છે ] આ રીતે જે વિચારવું તે.

૮. ભાવદ્વાર– સિદ્ધના જીવો ઔદારિક આદિ પાંચ ભાવમાંથી કયે ભાવે રહેલા છે? [ કેવલજ્ઞાન ને કેવલદર્શન ક્ષાયિકભાવે વર્તતું હોવાથી, અને જીવપણું પારિણામિકભાવે વર્તતું હોવાથી તે સિદ્ધના જીવો ક્ષાયિકભાવે અને પારિણામિક-ભાવે રહેલા છે ] એવી જે વિચારણા કરવી તે.

૯. અલ્પબહુત્વદ્વાર– પંદર ભેદે થયેલા સિદ્ધોમાંથી વેદને આશ્રયીને કોણ અધિક અને કોણ અલ્પ છે? [ નપુંસકલિંગે સિદ્ધ થયેલા જીવો સર્વથી અલ્પ છે, સ્ત્રીલિંગે અને પુરુષલિંગે

સિદ્ધ થયેલા જીવો ક્રમશ સખ્યાતગુણા છે]
આ રીતે જે વિચારવુ તે

[ ૨૫૪ ]

પ્રશ્ન— અરે જીવ! તારે સર્વથા શરીર, આયુષ્ય, કર્મ, દ્રવ્યપ્રાણ ને યોનિ એ બધા કયારે નહિ હોય?

ઉત્તર— જ્યારે તુ સર્વથા મુક્ત બનીશ ત્યારે અર્થાત્ મોક્ષમા જઈશ ત્યારે

[ ૨૫૫ ]

પ્રશ્ન— અરે જીવ! જગતમાં એવું કોઈ સ્થાન છે ખરુ કે જ્યા ગયા પછી તારે પાછુ સસારમા કોઈ પણ વખત આવવું ન જ પડે? જન્મ-મરણાદિ કરવા ન જ પડે?

ઉત્તર— મોક્ષ સ્થાન

## ઉપસહાર

સસારવર્તી કોઇ પણ આત્મા અહીં આલેખાયેલ 'આત્મિક પ્રશ્નોત્તરી'ને મનનપૂર્વક વાચી વિચારી અને પોતાની આચરણામાં મૂકી, અધ પાતની ઊડી ખાઈમા પટકાતા ખૂચી જતા,. કર્મબધનની બેડીમા ઝકડાતા, અધર્મ ને અનીતિ આદિ આચરતા, અઢારે પાપસ્થાનક સેવતાં ને પાપપુંજથી અતિ ભારે થતા તથા ક્રોધ, માન, માયા અને લોભરૂપી ચડાલ ચોકડીના સકજામા સપડાતા પોતાના આત્માનો ઉદ્ધાર કરી, આત્મકલ્યાણના પુનિત પથે પ્રયાણ કરાવી અહર્નિશ આત્મરમણતામા રમે, સિદ્ધ ભગવતો સાથે મ્હાલે, મોક્ષના શાશ્વતા સુખોને

૧૧. સ્વલિંગ સિદ્ધ–( રજોહરણ વગેરે દ્રવ્યલિંગ આદરી જે કોઈ સિદ્ધ થયા હોય તે. )

૧૨. અન્યલિંગસિદ્ધ–( અન્ય પરિવ્રાજક વગેરે લિંગે જ સમ્યક્ત્વાદિ પામીને કેવલજ્ઞાન ઉપાર્જી તત્કાળ નિર્વાણ પામી સિદ્ધ થાય તે. )

૧૩. ગૃહસ્થલિંગ સિદ્ધ– ( અંતકૃત્‌કેવળી થઈને તત્કાળ સિદ્ધ થાય તે. )

૧૪. એક સિદ્ધ–( એક સમયે એક મોક્ષે જાય તે. )

૧૫. અનેક સિદ્ધ–( એક સમયે બેથી માંડીને ૧૦૮ સુધી મોક્ષે જાય તે.) સંસારી સર્વ જીવો એકવિધ દ્વિવિધાદિક ભેદે અનેક પ્રકારે છે. તે આ પ્રમાણે—

૧. [ એક પ્રકારે– ] સંસારી સર્વ જીવો– સામાન્ય રીતે ચૈતન્ય– ઉપયોગરૂપે એક પ્રકારે છે.

૨. [ બે પ્રકારે– ] સંસારી સર્વજીવો–ત્રસ અને સ્થાવરરૂપે, અથવા સાંવ્યવહારિક ( જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી બહાર નીકળી શેષ જીવ-યોનિમાં ઉત્પન્ન થયા હોય તે. ) અને અસાંવ્ય-વહારિક ( જે જીવો અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાં જ રહેલા છે, કોઈ પણ દિવસ ત્રસાદિક ભાવને પામ્યા જ નથી તે ) રૂપે બે પ્રકારે છે.

૩. [ ત્રણ પ્રકારે– ] સંસારી સર્વ જીવો–સ્ત્રી, પુરુષ અને નપુંસક ભેદે, અથવા વિરતિ, અવિરતિ

અને દેશવિરતિ ભેદે, અથવા ભવ્ય (મોડા કે વહેલા મોક્ષ પામવાને યોગ્ય હોય તે) અભવ્ય (મોડા કે વહેલા મોક્ષ પામવાને યોગ્ય ન હોય તે), અને જાતિભવ્ય (જાતિવડે ભવ્ય છતા સામગ્રીના અભાવે કદાપિ મોક્ષમા જઈ શકશે નહિ તે) ભેદે ત્રણ પ્રકારે છે

૪ [ચાર પ્રકારે–] સસારી સર્વ જીવો– નારક, દેવ, મનુષ્ય અને તિર્યંચ ગતિના ભેદે ચાર પ્રકારે છે

૫ [પાચ પ્રકારે–] સસારી સર્વ જીવો– એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પચેન્દ્રિય ભેદે પાચ પ્રકારે છે

૬ [છ પ્રકારે–] સસારી સર્વ જીવો– પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય ભેદે છ પ્રકારે છે

૭ [સાત પ્રકારે–] સસારી સર્વ જીવો કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા, ને શુકલલેશ્યાના પરિણામવાળા અને અયોગી-કેવળીપણે અલેશી એમ સાત પ્રકારે છે

૮ [આઠ પ્રકારે–] અડજા–(ઇડાથી ઉત્પન્ન થયેલા જે હોય તે પક્ષી, ગરોળી, સર્પ વગેરે.) પોતજા–(જરાયુ રહિત ગર્ભથી જન્મેલા જે હોય તે હાથી, ઘોડા વગેરે)

જરાયુકા– (ગર્ભવેષ્ટનથી વીંટાયેલા જે હોય તે. મનુષ્ય, ગાય, ભેસ વગેરે.)

રસજા– (રસમાં જે ઉત્પન્ન થતા હોય તે. મદિરા, છાશ વગેરેમાં ઉત્પન્ન થતા કીડાઓ.)

સંસ્વેદજા– (પરસેવાથી જે ઉત્પન્ન થતા હોય તે. જુ, માંકણ વગેરે.)

સંમૂર્ચ્છિમજા (માતા–પિતાના સંયોગ સિવાય જે ઉત્પન્ન થતા હોય તે. કીડી, માખી, તીડ વગેરે.)

ઉદ્‌ભેદજા– (ભૂમિભેદથી જે ઉત્પન્ન થતા હોય તે. પતંગાદિ.)

ઉપપાતજા– (દેવશય્યામાં ઉત્પન્ન થતા અથવા વજ્રકુંભીમાં જે ઉત્પન્ન થતા હોય તે. દેવતાઓ અને નારકો.)

આ રીતે સંસારી સર્વ જીવો આઠ પ્રકારે છે. અથવા દેવ, નર, તિર્યંચ અને નારક પર્યાપ્તા અને અપર્યાપ્તા ભેદે પણ આઠ પ્રકારે છે.

૯. [નવ પ્રકારે–] સંસારી સર્વજીવો પાંચ સ્થાવર એકેન્દ્રિય (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ), બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય ભેદે નવ પ્રકારે છે.

૧૦. [દશ પ્રકારે– ] સંસારી સર્વ જીવો પાંચ સ્થાવર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિય ભેદે દશ પ્રકારે છે.

૧૧ [ અગિયાર પ્રકારે- ] સંસારી સર્વજીવો સૂક્ષ્મ ને બાદર એકેન્દ્રિય, ત્રણ વિકલેન્દ્રિય, જલચર, સ્થલચર, ખેચર, મનુષ્ય, દેવ અને નારક ભેદે અગિયાર પ્રકારે છે

૧૨ [ બાર પ્રકારે- ] સંસારી સર્વ જીવો ષટ્કાય ( પૃથ્વી-અપ્-તેઉ-વાઉ-વનસ્પતિ-ત્રસ ) પર્યાપ્તા અને અપર્યાપ્તાભેદે બાર પ્રકારે છે

૧૩ સંસારી સર્વ જીવો- સૂક્ષ્મનિગોદરૂપ એક અસાવ્યવહારિક, પૃથ્વી-અપ્-તેઉ-વાઉ-સાધારણ વનસ્પતિ એ પાંચે સૂક્ષ્મ ને બાદર, પ્રત્યેક વનસ્પતિ અને ત્રસ ભેદે તેર પ્રકારે છે

૧૪ [ ચોદ પ્રકારે- ] સંસારી સર્વ જીવો- સૂક્ષ્મ ને બાદર એકેન્દ્રિય, ત્રણ વિકલેન્દ્રિય, અસંજ્ઞી ને સંજ્ઞી, એ સાતે પર્યાપ્તા અને અપર્યાપ્તા ભેદે ચોદ પ્રકારે છે અથવા (૧) મિથ્યાદૃષ્ટિ (૨) સાસ્વાદન (૩) મિશ્ર (૪) અવિરતસમ્યગ્દૃષ્ટિ (૫) દેશવિરત (૬) પ્રમત્તસંયત (૭) અપ્રમત્ત સંયત (૮) નિવૃત્તિ બાદર સંપરાય (૯) અનિવૃત્તિ બાદર સંપરાય (૧૦) સૂક્ષ્મ સંપરાય (૧૧) ઉપશાન્ત કષાય વીતરાગ છદ્મસ્થ (૧૨) ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ (૧૩) સયોગી કેવળી અને (૧૪) અયોગીકેવળી એમ ચોદગુણસ્થાનક વર્તી જીવોએ કરીને ચોદ પ્રકારે છે

આ રીતે સિદ્ધાન્તાનુસારે જીવભેદો અનેક પ્રકારે પ્રરૂપવાલાયક છે

## પરિશિષ્ટ—૨

## સિદ્ધ જીવોના ૧૫ ભેદ અને સંસારી જીવોના ૫૬૩ ભેદોનું યંત્ર




જલચર
સ્થલચર–૩
ખેચર
ભરત–૫
ઐરવત–૫
મહાવિદેહ૫
સમૂર્ચ્છિમ ગર્ભજ
સમૂર્ચ્છિમ ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
ચતુષ્પદ
ઉર પરિસર્પ
ભુજપરિસર્પ
સમૂર્ચ્છિમ ગર્ભજ
સમૂર્ચ્છિમ ગર્ભજ
સમૂર્ચ્છિમ ગર્ભજ
હિમવત ૫
ઐરણ્યવત ૫
હરિવર્ષ ૫
રમ્યક્ ૫
દેવકુરુ ૫
ઉત્તરકુરુ ૫
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ
સમૂર્ચ્છિમ અપર્યાપ્તા ગર્ભજ

## પંન્યાસ શ્રી સુશીલવિજયગણી કૃત

# પ્રકાશિત થયેલી પુસ્તિકાઓ

* * *

૧. શ્રીમહાવીર-સ્તવનમાલા.

૨. શ્રીમહાવીર-છત્રીશી.

૩. શ્રીનૂતનતીર્થ-સ્તવનમાલા.

૪. સ્તુતિ-ચોવીશી. [ દ્વિતીયાવૃત્તિ ]

૫. નૂતનજિનસ્તુતિ-સ્તવનાદિ સંગ્રહ. [પાંચ વિભાગમાં] ૦-૬-૦

૬. રાત્રિભોજનનો નિષેધ ૦-૫-૦

૭. પરમાર્હત મહાકવિ શ્રી ધનપાલ. [ જીવન-ચરિત્ર ] ૦-૮-૦

૮. શ્રીચૈત્યવંદનભાષ્યનો છંદોબદ્ધ ભાષાનુવાદ.
[ વિવેચન સહિત ] ૦-૮-૦

૯. શ્રીવર્દ્ધમાન જિનસ્તોત્ર-દીપિકા.
[ શબ્દાર્થ-સ્પષ્ટાર્થ સહિત ] ૦-૪-૦

૧૦. શ્રીસિદ્ધગિરિ-પંચાશિકા. [ ચૈત્યવંદનો, સ્તવનો,
સ્તુતિઓ અને દુહાઓના સંગ્રહ સહિત ] ૦-૮-૦

૧૧. શ્રીહૈમશબ્દાનુશાસન-સુધા. [ પ્રથમ વિભાગ ]
[ 'શ્રીસિદ્ધહૈમ' વ્યાકરણોપયોગી અપૂર્વ ગ્રંથ ] ૫-૪-૦

૧૨. સૂરિસમ્રાટ્નો પરિચય.

૧૩. તેર કાઠીયા. ૦-૯-૦

૧૪. શ્રીવિજયનેમિસૂરીશ્વર-સ્વાધ્યાય.

૧૫. એ તારા જ પ્રતાપે.
[ કર્મસત્તાનો આબેહૂબ ચિતાર ] ૦-૬-૦

૧૬ એ ધર્મના જ પ્રતાપે
[ ધર્મસત્તાનો આબેહૂબ ચિતાર ] ૨-૦-૦

१७ श्रीरत्नाकर-पञ्चविंशतिका-वृत्ति. १-०-०

१८. श्रीगौतमस्वाम्यष्टक वृत्ति
[ स्तोत्र-स्तवन-छन्द-देववन्दन-रासादिसहिता ] १-०-०

૧૯ જૈનધર્મ અને તેની પ્રાચીનતા.

[ વેદો અને પુરાણોના પુરાવાઓ તથા વિશ્વવિખ્યાત પાશ્ચાત્ય વિદ્વાનો અને મહાન્ તત્ત્વજ્ઞાનીઓના અભિપ્રાયો સહિત ] ૦-૧૨-૦

(जैनधर्म और उसका प्राचीनत्व [ અનુ૦ રાજન પરમાર, પૂના સિટી ] એ નામે હિંદી અનુવાદ પણ આ પુસ્તિકાનો પ્રસિદ્ધ થયેલ છે )

२० आत्मनिन्दाद्वात्रिंशिका [ प्रकाशवृत्तिसहिता ] १-४-०

૨૧ વર્દ્ધમાન-પંચાશિકા. ૦-૮-૦

૨૨ પ્રભુ મહાવીર-જીવનસૌરભ
[ શ્રમણ ભગવાન્ મહાવીર પરમાત્માના અજોડ જીવનનો આબેહૂબ ચિતાર ] ૧-૪-૦

૨૩ શ્રીસિદ્ધચક્ર કુસુમ-વાટિકા ૦-૫-૦

૨૪ દીક્ષાનો દિવ્ય-પ્રકાશ
[ વિભાગ ૧-૨-૩, પરિશિષ્ટ ૪ સહિત ] ૧-૦-૦

૨૫ પ્રભુપ્રાર્થના-અષ્ટક

२६ काव्यानुशासनम् [ अवचूरिसहित ] २-८-०

२७. આત્મજાગૃતિશતક ०-४-०

२८. શ્રીગુરુવંદનભાષ્યનો છંદોબદ્ધ ભાષાનુવાદ.
[ વિવેચનાદિ સહિત ] १-४-०

२९. આત્મિક પ્રશ્નોત્તરી—

卐

પંન્યાસ શ્રી સુશીલવિજયગણી કૃત
અન્ય અન્ય ગ્રંથોમાં પ્રકાશિત થયેલા

## અનુવાદો

१. તાર્કિકશિરોમણિ શ્રીસિદ્ધસેનદિવાકરજી મહારાજ કૃત '**દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા**'નો **ભાવાર્થ:** ( १-२-३-४ નો )

२. યાકિનીમહત્તરાધર્મસૂનુ શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજ વિરચિત '**શાસ્ત્રવાર્તાસમુચ્ચય**' ગ્રંથનો સંક્ષિપ્ત **ભાવાર્થ:** ( १-२-३ સ્તબક સુધીનો )

३. પરમાર્હત મહાકવિ શ્રી ધનપાલ કૃત '**તિલકમંજરી**' કથાનો અતિસંક્ષિપ્ત **ભાવાર્થ:** ( અપૂર્ણ )

४. કલિકાળસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજકૃત '**કાવ્યાનુશાસન**'નો સક્ષેપાર્થઃ ( પ્રથમાધ્યાયનો )

५. '**ન્યાયસમુચ્ચય** ન્યાયસંગ્રહ' ગ્રંથનો **સંક્ષિપ્તાર્થ.** )

६. પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલ પ્રણીત '**આત્મનિન્દા દ્વાત્રિંશિકા**'-નો **ભાવાર્થ:**

७. 'શ્રીગૌતમસ્વામ્યષ્ટક'નો અર્થ:

८. શ્રીરત્નાકરપચ્ચીશી'નો અર્થ:

卐